# કદીમ ઇરાનની મોહોટાઇ.

લખનાર—


એરચ રૂસ્તમજી ગોળવાલા,

પ્રીનસીપલ તથા માલેક, "ગોળવાલા કલાસો;" સ્થાપક અને ઑ. સેક્રેટરી, "માઝદયસ્ની મંડળ;" ઇન્ડીયન એજયુકેશન સોસાયટીના ફૅલો; ઝરથુસ્ત્રનાં ગાથા ગુજરાતી બેતમાં, માઝદયસ્ની મોતેબરી, Typical Errors in English Corrected, જરથોસ્તીઓની ફરજ્યાત બદંગી ગુજરાતી બેતમાં, પારસી લગન-તેની બુલંદી અને તેના આશીર્વાદ, The Perfect English Teacher, વગેરે, પુસ્તકોનાં

—કર્તા.—





ઇ. સ. ૧૯૩૦.


કિંમત રૂ. ૦ા૦.

આ પુસ્તક મી. એરચ રૂસ્તમજી ગોળવાલાએ કોટ, મુંબઇમાં "ગોળવાલા કલાસો" માંથી પ્રગટ કર્યું છે,

અને

મી. મેરવાનજી મનચેરજી દુબાશે કોટ, મુંબઇમાં "ધી સ્વૉન પ્રીનટીંગ પ્રેસ" માં છાપ્યું છે.

# સાંકળ્યું.

પાનું.

# પ્ર સ્તા વ ના.

---

એક જમાનો એવો હતો કે જ્યારે ધર્મને લગતી બાબતો ઉપર ઘણુ કરીને ધર્મગુરૂઓજ ગ્રંથો લખવાનો દાવો કરતા હતા. સારે નંસીએ હાલનાં જમાનામાં એવો કશો દાવો કરવામાં આવતો નથી. એક બ્હેદીન તરીકે આજ કેટલાંક વર્ષો થયાં મેં ધાર્મિક તેમજ તવારીખી બાબદો ઉપર પુસ્તકો લખવાનું શરૂ કર્યું છે. સને ૧૯૧૧ ના સાલમાં જ્યારે હું એલફીનસ્ટન કૉલેજમાં હતો અને બીજી ભાષા તરીકે ફારસી ભાષાનો અભ્યાસ કરતો હતો, તેમજ તે પછી હું જ્યારે મુલ્લાંફીરોઝ મદરેસામાં અવસ્તા અને પ્હેલવી ભાષાઓનો અભ્યાસ કરતો હતો ત્યારથીજ માંહરો આ અભ્યાસ આગળ વધારી આપણા બુલંદ ધર્મનાં પવિત્ર સાહિત્યનો તથા કદીમ ઇરાનની ઝાહોઝલાલીનાં જ્ઞાનનો ફેલાવો કરવાની મોટી હોંશ અને ઉલટ માંહરાં મનમાં હતી. આ હોંશ અત્યાર આગમજની થોડેક દરજ્જે પણ હું પાર પાડી શકયો છું તે માટે તે દાદગર દાવરની શુક્રગુજારી કરૂં છું.

આ પ્રમાણે ધાર્મિક પુસ્તકો પ્રગટ કરવાની માંહરી મૂળ મતલબ તે પાક પરવરદેગાર ઉપરની આસ્થાનો અને બુલંદ માઝદયસ્ની જરથોસ્તી મઝહબ તરફની જાનફેશાંનીનો વધારો કરેવાને લગતી છે, કે જેથી આપણી નાનકડી કોમમાં, ખસુસ કરીને આપણી ઉધરતી ઑલાદમાં, ખરો જરથોસ્તી જુસ્સો બરપા થવા પામે અને તેમ થઈ કોમની બ્હેતરી થાય; અને એવી રીતનાં ધર્મ સંબંધી જ્ઞાનનો ફેલાવો કરવાને માટે મેં માંહરો કમીનો હિસ્સો અત્યાર આગમજનો આપ્યો છે તેમાં આ એક વધુ પુસ્તકનો ઉમેરો કરતાં મને ખરેજ વધુ ખુશાલી પ્રાપ્ત થાય છે. મેં સને ૧૯૨૧ નાં સાલમાં "માઝદયસ્ની મોતેબરી" નામની કેતાબ પ્રગટ કરી હતી. સને ૧૯૨૩ નાં

સાલમાં "ઝરથુસ્ત્રનાં ગાથાં ગુજરાતી એતમાં, ખુદ અવસ્તા ભણતર, નોટસ સાથે" બ્હાર પાડી હતી. સને ૧૯૨૬ નાં સાલમાં "જરથોસ્તીઓની ફરજ્યાત બંદગી ગુજરાતી એતમાં" ઉપલાં ગાથાનાં પુસ્તકનાંજ ધોરણ ઉપર બ્હાર પાડી હતી. વળી ગયે સાલ યાને સને ૧૯૨૯ માં "પારસી લગ્ન-તેની બુલંદી અને તેના આશીર્વાદ" ની કેતાબ બ્હાર પાડી હતી. આં સર્વેને માટે હિન્દના લગભગ દરેક વડા દસ્તુર સાહેબોએ, તેમજ અનેક અવસ્તા સ્કૉલરોએ ઘણાં ઉંચાં મતો જાહેર કર્યાં હતાં; અને માંહરા એ ગ્રંથોની ભારે પ્રસંશા કરીને મને ઘટતું ઉત્તેજન આપ્યું હતું. એ ઉપરાંત જાહેર વર્તમાન પત્રોએ પણ માહરાં કામની ખાસ પીછાંણ કરી હતી, અને જાહેર જરથોસ્તી આલમને જરૂરજ વાંચવાને ભલાંમણ કરી હતી.

આ માંહરૂં નવું પુસ્તક "કદીમ ઇરાનની મોહોટાઈ" હમવતન ઇરાનની અસલની ઝાહોઝલાલીનો કાંઇક ખ્યાલ આપવાની મતલબથી પ્રગટ કરવામાં આવ્યું છે. આ પુસ્તક જેટલું સામાન્ય વાંચનારાંઓને ઉપયોગી થઇ પડશે તેટલુંજ બલકે તેથી પણ વધુ સ્કુલોમાં અપાતાં ધર્મ શિક્ષણને માટે ઉગરતી જરથોસ્તી ઑલાદને ઉપયોગી થઇ પડશે. આ નાનકડું પુસ્તક એવી દોઆ સાથ જાહેરમાં મુંકું છું કે આપણી મુંઠીભર જરથોસ્તી કોમનાં બચ્ચાંઓ પ્યારાં ઇરાન દેશની અસલી ઝાહોઝલાલી, તેમજ તેના પયગમ્બરની અને પાદશાહોની મોટાઇનો કાંઇક થોડો પણ ખ્યાલ મેળવી શકે. જરથોસ્તી ધર્મ અને તેની મહત્વતા ઉપર તો ગંજાવર પોથાઓ યુરોપ, અમેરીકા અને હિન્દનાં ઓરીયેનટૅલીસ્ટોએ લખ્યા છે, પરંતુ તેઓ માત્ર સ્કૉલરોનેજ ખપના છે; જ્યારે આ નાનું પુસ્તક તો સાધારણ સામાન્ય વાંચનારાઓને પણ ખાસ ઉપયોગી થઇ પડે અને તેમણે ઝટ સમજ પડે એવી રીતે પ્રગટ કરવામાં આવ્યું છે. માંહરી ખાત્રી છે કે પોતાના મ્હાન પયગમ્બર અષો ઝરથુસ્ત્ર અને તેમણા જગપ્રસિદ્ધ મઝહબનો તેમજ કદીમ ઇરાન અને તેના પાદશાહોની મોટાઇ તથા ઝાહોઝલાલીનો

ખ્યાલ મેળવવાની ઇચ્છા ધરાવનાર કોઇ પણ જરથોસ્તી આ પુસ્તક વાંચવાથી, ઘણે નહિ ને થોડેક દરજ્જેબી પોતાની આ ઇચ્છા પાર પાડી શકશે.

આ પુસ્તક મેં માંહરા ભલા અને ભણેલા મિત્ર મી० ફરામજી જમશેદજી બીલ્યા, એ. એમ. આઇ. સી. ઇ. આઈ., એલ. સી. ઈ., ને અર્પણ કર્યું છે. મુંબઇની મ્યુનિસિપાલીટીનાં એક સીવીલ એન્જીનીયર તરીકે મી० બીલ્યાએ બત્રીસ વર્ષ લગી આપણા શેહેરની સારી સેવા બજાવવા સાથ આપણી કોમને લગતાં અનેક ખાતાંઓ જેવાં કે મુંબઇની સોડાવૉટરવાલાની દરેમેહેર, રાજકોટની દરેમેહેર, નવસારીનું આતશબ્હેરાંમ, વગેરે અનેક ધાર્મિક તેમજ કોમી મકાનો બાંધીને કોમની પણ સંગીન સેવા બજાવી છે. વળી અંધેરી ખાતે માલકમ બાગ કૉલૉનીને લગતાં ડ્રેનેજ, વૉટર વર્કસ વગેરેનાં બાંધકામ માટે મુંબઇના માજી ગવરનર સર જ્યૉર્જ લૉઇડે એમણે ભારે ધન્યવાદ આપ્યો છે. ઉપરાંત ગ્રાંટરોડ ટરમીનલ સ્ટેશન બાંધવામાં પણ એમણે આગળ પડતો ભાગ લીધો છે. મી० બીલ્યા અનેક ધર્મ ખાતાંઓ સાથે પણ સંબંધ ધરાવે છે અને તેઓને મદદ કરવાને સદા તત્પર રહેલા છે. અનેક ખાતાંઓ માટે ફંડો ભરાવી તેને પગભર કર્યાં છે, અને મુંગે મોઢે ગરીબ હમદીનોની પણ ભારે સેવા બજાવે છે. પારસીઓ માટે, ખાસ કરીને ગરીબ તથા મધ્યમ વર્ગનાં જરથોસ્તીઓને મકાનો પૂરાં પાડવાનાં સવાલમાં, મી० બીલ્યાની ઉલટ અને સેવા જાણીતી છે. એવા એક લાયક અને સાચ્ચા કોમ હિતકારી મિત્રને માંહરૂં આ પુસ્તક અર્પણ કરતાં મને ખરેજ ઘણી ખુશાલી હાંસેલ થાય છે.

વળી સ્વૉન પ્રેસના ભલા અને લાયકીવાલા માલેક મી० મેરવાનજી એમ. દુબાશે મને જે ભારે કાળજી અને શ્રમ લઇને આ પુસ્તક માત્ર થોડાજ દિવસમાં આટલું સફાઇદાર છાપી આપી તે જલદીથી બ્હાર પાડવામાં મને મદદ કરી છે તે માટે હું એમનો પણ ઘણો ઉપકાર માનું છું

જે ધંધાદારીઓએ પોતાનાં વિખ્યાત ધંધાને લગતી જાહેર ખબરો આપી મને ઉપકૃત કર્યો છે તેઓની પણ હું પીછાંણુ કરૂં છું, અને તેઓને પોતાનાં ધંધામાં વધુ અને વધુ ફત્તેહ ફીરોઝી ઇચ્છું છું.

છેવટે હું દોઆ ગુજારૂં છું કે નવું બેસ્તું યઝદેઝર્દી ૧૩૦૦ નું સાલ આપણી કોમને હર રીતે મુંબારક થાય અને જે કાતીલ બેકારીનો ડંખ તેને લાગ્યો છે તે જલદીથી દૂર થઇ આપણી કોમની હરેક દિશામાં સદા જય અને બોલબાલા થાય! આમીન!!

"ગોળવાલા કલાસો,"
મુંબઇ,
તા૦ ૨૧–૮–૧૯૩૦.

સેવક,
બેરચ રૂસ્તમજી ગોળવાલા.

# અર્પણ પત્રીકા.



જુદી જુદી દિશામાં
મુંગે મોઢે કોમની સેવા બજાવતા
એક સાચ્ચા કોમ સેવક,
સંખ્યાબંધ ખાનગી સંસ્થાઓનાં ઉમંગી કારોબારી,
પારસી કોમમાં ઘરોની તંગી દૂર કરવાને માટે
અઠાગ મહેનત ઉઠાવનાર અને
અનેક ધર્મ સ્થળોનાં પ્લાનો દોરી
તે બંધાવી સરંજામ પાર ઉતારનાર,
બાંધકામની મોટી મોટી યોજનાઓ ઘડનાર
મુંબઈ મ્યુનિસીપાલીટીના માજી ઈન્જિનેર,
માહરા ભલા અને લાયકીવાલા મિત્ર
**મી૦ ફરામજી જમશેદજી બીલ્યા,**
એ. એમ. આઇ. સી. ઇ. આઈ., એલ. સી. ઈ., ને
આ પુસ્તક
ખરી મિત્રભાવના અને પ્રેમ સહિત
અર્પણ કરૂંછું.

**એરચ રૂ. ગોળવાલા.**

એક સાચ્ચા કોમહિતકારી
પારસી સીવીલ એનજીન્યર



મી૰ ફરામજી જમશેદજી બીલ્યા,
એ. એમ. આઈ. સી. ઈ. આઈ., એલ. સી. ઈ.

૧૫૪૯૩

# ઈરાનનો મહાન પયગમ્બર ઝરથુશ્ત્ર અને તેનો મઝહબ.

એક જરથોસ્તી ખરેજ વાજબી મગરૂરી લઈ શકે કે દુન્યાનાં સર્વેથી જુનાં ધર્મનાં માનનારાઓમાંનો તે એક છે. છેક ઇસ્વી સનેની પુર્વે થઈ ગયેલા યુનાની ગ્રંથકારોનાં લખાણોમાં અષો જરથોસ્તનાં પુસ્તકો સંબંધી અનેક સાબેતીઓ મળી આવે છે. પ્લેટો અને ઍરીસ્ટોટલ ખ્રીસ્તી સનેની આગમજની છેક ચોથી સદી દરમ્યાન જરથોસ્ત સાહેબના ગ્રંથોનું જ્ઞાન ધરાવતા માલમ પડે છે. ઍલેક્ષાન્ડ્રીઆનો સેંટ કલેમંટ જે ઈ. સ. ત્રીજી સદીમાં થઈ ગયો તે પણ એ પુસ્તકોથી વાકેફ હતો. ડૉ. મારતીન હાઉગનાં મત પ્રમાણે સ્પીતમાન જરથોસ્ત જીસસ ક્રાઇસ્ટની ૨૩૦૦ વરસ અગાઉ થઈ ગયા હતા. આ પ્રમાણે તેઓ માત્ર મોઝીઝનીજ અગાઉ નહિં પણ વળી એબ્રાહમની પણ અગાઉ થઈ ગયા છે. જરથોસ્ત સાહેબ દુન્યામાં સચ્ચાઇનાં પહેલા પયગમ્બર હતા અને તેમણે એક એવો આતપ રોશન કર્યો હતો કે જે હઝારો વરસ થયાં હજી બુજાઇ ગયો નથી. જે સાહદતો મોહશાન ફાનીએ આપી છે તે ઉપર જો આપણે ભરોસો રાખ્યે તો ઇરાંનનો કદીમ ધર્મ જેને ન્યુટન પણ સર્વેથી પ્રાચીન ધર્મ માને છે તે સર્વેથી પ્રાચીન અને બુલંદ છે. યુનાનીઓ, રૂમીઓ, અને પુર્વેદેશવાળાઓ અષો ઝરથોસ્તને એક પહેલી પંક્તીના, અજાયબ જેવી મનશક્તી ધરાવનાર અલૌકીક માણુસ તરીકે લેખવામાં એકમત છે. જરથોસ્ત સાહેબ જ્યારે જવાન હતા ત્યારે તેમણે પણ આ દુન્યવી સુખ અને મોજમજાહની કશી પણ દરકાર રાખી હતી નહિં. ખુદાઈ જ્ઞાનનાં અભિયાસમા પોતાનું મોટામાં મોટું સુખ માનતા હતા અને તે અભ્યાસ તેમણે વીસ વરસની ઉમરથી કરવા માંડયો હતો. તેમણે લાગત વીસ વરસ

એકાંત જગ્યાઓમાં પસાર કર્યાં હતાં. અસલનાં લેખકો તેમણે માટે જે સ્તુતીમય સાહદતો રજુ કરે છે તે, તેમજ તેમણું ઉમદા મન, તેમણું નીરમળ નીતિ વચન, તેમણું જ્ઞાન એ સઘળું સાબેત કરી આપે છે કે જરથોસ્ત સાહેબ ખોદાઇ જ્ઞાનનો શોખ ધરાવનારા એક મોટા ફીલસુફ હતા. તેમણે ઘણી બુલંદ સચ્ચાઇઓનું મનન કરવામાં પોતાની જવાનીનો વખત પસાર કર્યો હતો. મનન કરવાને માટે જે શક્તિ જોઇયે તે સઘળી શકતી તેમણી બુધ્ધી પુરી પાડતી હતી. પાહડોમાં એકાંતવાસ કરીને તેઓ દુન્યવી દૌલત અને સુખને ધીક્કારતાં શીખ્યા હતા. પ્લુતાર્કનાં વખતથી એવું કહેવામાં આવ્યું છે કે જરથોસ્ત સાહેબ જે ખોરાક લેતા હતા તે માત્ર દુધજ હતો. ખરૂં શું અને ખોટું શું તે પીછાણવાની અદભૂત શકતી ધરાવવા સબબે તેઓ પવિત્રમાં પવિત્ર નીતિ રાખતા હતા.

## ઈરાની ખુદાશનાસીનો તરીકો.

જરથોસ્ત સાહેબનાં નવાં ધર્મજ્ઞાનથી બુરી શકતીઓની મદદ મેળવવા માટેની આરાધનાં અથવા પરસ્તેશ રદ થઈ. માણસો પોતાનાં કામોથીજ શકતીવાન થયાં અને કુદરતનો કાયદો જોઈ પોતાનાં સરજનહાર તરફ ખુલ્લાં દીલે આસાનીથી ફર્યાં; અને ધર્મસ્થાપક જે સચ્ચાઇથી તેમને વાકેફ કરવા માંગતો હતો તે મેળવવાને વધારે લાયક બન્યાં. અવસ્તા તેમજ ઘણા ખરાં પહેલવી પુસ્તકો ઉપરથી જણાય છે તેમ ઈરાંની ખુદાશનાસીનો તરીકો એવો છે કે યઝદાંની યાદ ચાલુ રાખી તે સાહેબ વીષેનું જ્ઞાન સંપાદન કરવાને ચાલુ ખંતીલા બનવું. જરથોસ્તી ધર્મનો દરેકે દરેક શાગેર્દ ભલાંને માટે તેમજ અંધકાર અને બુરાઈની સાંમે લડનારો રોશનીનો સેપાહ છે. પણ જ્યારે એક શખ્સ સર્વશકતીમાન, સર્વવ્યાપક, ખુદા સાથ એક થાય છે ત્યારેજ સર્વોતમ ભલું, શ્રેષ્ટ જ્ઞાન મેળવી શકાય છે. દસાતીર નામની કેતાબ કે જેમાં ઇનસાન અને ખુદાની ઐકયતા ઘણી સારી રીતે સમજાવવામાં આવી છે તેમાં આ બાબદ દર્શાવેલી છે. પારસીઓનાં ધર્મ માહેલી સચ્ચાઇઓ કરતાં બીજા કોઇપણ ધર્મોમાં વધારે ઉંડી મીનોઈ

સચ્ચાઇઓ નથી. યુનાની અને રૂમી ગ્રંથકારોની જે કેતાબો યા તે માહેલાં છુટાં છવાયાં લખાણો આપણને મળેલાં છે તેમાં ઘણાકો જરથોસ્ત સાહેબ વીષે જણાવે છે કે તેવણ પૂર્વ તરફનાં એક દાનવ અથવા હાકેમ હતા, અને ખોદાઈ હકીકતો તથા મીનોઇ જ્ઞાન શીખાડનારા ઉસ્તાદ હતા, અને તેઓ સાહેબની હસ્તી બાબે શક લાવવાનું તે ગ્રંથકારોમાંનાં કોઇને પણ કદીબી સુઝયું નથી. ગાથાનાં કીંમતી સંગ્રહમાં સઘળે ઠેકાણે મહા પ્રતાપી અષો જરથોસ્તની આકૃતિ ઘણીજ સત્ય અને મનુષ્યરૂપી આપણી સમક્ષ રજુ થઇ આપણી ઉમદામાં ઉમદા અને નાજુકમાં નાજુક લાગણીઓને સજાગરી કરતાં આપણી ગોયા ખાત્રી કરે છે કે ઝરથુસ્ત્ર એ કાંઇ ખાલી નામ નથી પણ એ નામ ધરાવનારા નર ખરેખર હૈયાત હતા. કદીમ ઇરાંની મઝહબ ધર્મસંબંધી કેટલાંક મૂળતત્વો ધરાવવાને માટે ખરેજ વીખ્યાતી પામેલો છે. આત્માની અમરગીનો વિષય ઇરાન દેશમાં ધર્મગુરૂઓએ શીખાડયો હતો. ઇસ્લામી ધર્મવાળા જે એમ માને છે કે બાલ કરતાં બારીક અને તલવાર કરતાં વધારે તિક્ષણ ધારવાળો પૂલ પસાર કર્યા પછીજ એક રવાંનથી બહેસ્તમાં દાખલ થવાય છે, અને જો તેનાં પાપ વધારે હોય તો તે પૂલની તળેતીએ રહેલા ઉડાં ગારમાં ગરક થઈ જવાનો જોખમ રહે છે, એ વાત ઝંદ અવસ્તા ઉપરથી લીધી હોય એવું ખુલ્લે ખુલ્લું માલમ પડે છે.

## માઝદયસ્ની મઝહબની મોતેબરી.

ખુદાતાલાની ખુદાંવંદીનીજ વાતો સમજાવીનેજ જરથોસ્તી ધર્મ કાંઇ બેસી રહયો નથી, પણ બીજા સઘળા મોતેબર મઝહબની માફક એ મઝહબ પણ સચ્ચાઇ, અશોઈ, ઉદયોગ, અને મઝદાની પરોપકારથી મળતી બક્ષેસો માટેની ખરાં જીગરની અહેશાનમંદી કરવા ઉત્તમ જાતી સદગુણો સાથે જોડાયલો છે. જરથોસ્તી ધર્મ આપણને બંદગીઓ, સેતાયશો, અને શુક્રગુજારી વારંવાર કરવાને ફરમાવે છે અને આપણાં કેટલાં એક ભણતરો બેહદ ખુબી ધરાવનારાં છે. પોતાની દીનનાં ફરમાન પ્રમાણે

અસલનાં ઇરાંનીઓનો એતેકાદ એવો હતો કે પવિત્ર આતષને પ્રથમ આકાશમાંથી રોશન કરવામાં આવ્યો હતો; એટલા માટે જે અથોરનાન વર્ગને આતષકદેહનાં પાક આતષોની જાળવણી કરવા સારૂં ખાસ નેમવામાં આવે છે તે વર્ગથી એ પવિત્ર આતષો પહેડી દર પહેડી રોશન રખાતા રહયા છે. આ આતષો તરફ તેઓ એટલું તો ચઢયાતા દરજાનું અને એટલું તો ભારે માન ધરાવતા હતા કે તેને ફૂંક મારી બુજાવનારને મોતની સજા કરવામાં આવતી હતી. પોતા તરફનો પેગામ આપીને પરવરદેગારે જે માણસોને દુન્યામાં મોકલ્યા છે તેઓ માહેલો કોઇપણ જરથોસ્ત સાહેબના કરતાં શુધ્ધ માલમ પડયો નથી. પોતાનાં દેશનાં ધર્મને સુધારવાનું કામ તથા જે ધર્મ સઘળા આર્ય ધર્મોમાં સર્વેથી મહત્વનો અને મોતેબર હતો તેને સ્થાપવાનું મહાભારત કામ જરથુસ્ત્રને સોંપવામાં આવ્યું હતું. તેઓ ઘણું કરીને બલ્ખ શહેરમાં જનમ્યા હતા, અને તેઓનાં નામનો અર્થ એવું સુચવે છે કે તે સાહેબ પવિત્ર આતષની જાળવણી કરનાર એક અથોરનાન હતા. આપણે ખાત્રીપુરવક છીયે કે તેઓ હઝારો વરસ અગાઉ થઇ ગયા હતા, કારણ કે ઇસુ ખ્રીસ્તીની ૧૨૦૦ વરસ અગાઉ એસીરીયનોએ બલ્ખ શાહેર જીત્યું હતું તેની ઘણા વરસ આગળ તેમણે પોતાનો ધર્મ સ્થાપ્યો હતો. જરથોસ્ત સાહેબ અતિશય બળવાન બુધ્ધીનાં માણસ હતા અને તે સર્વોપરી સાહેબનો પેગામ એઓ સાહેબને મળ્યો હતો. ડૉ. મારટીન હાઉગે પશ્ચીમ હીંદુસ્થાનની યુનાઇટેડ સરવીસ ઇન્સ્ટીટયુટમાં તા૦ ૧-૩-૧૮૯૬ ને દીને "The Origin of the Parsee Religion" નામના વીષ્ય ઉપર આપેલાં ભાષણમાં કહ્યું હતું કે "જરથુસ્ત્ર માત્ર પોતાના દેશનીજ તવારીખમાં નહી, પણ તમામ માણસજાતની તવારીખમાં મહત્વનો ભાગ ભજવનાર એક અદ્દભુત જ્ઞાનવાળા પુરૂષ હતા. તેમનાં પોતાનાં ભાષણો અને શીક્ષણોનાં આપણી પાસે બચી રહેલા નાના કકડાઓ પણ એટલું દેખાડવાને પુરતા છે કે અષો જરથોસ્ત સાહેબ ખરેખર હસ્તી ધરાવી ગયા છે, તથા મરણ પર્યંત માણસની નેમો તેમજ કાર્યો જેટલી હદે સર્વોત્તમ હોઇ શકે તેટલીજ હદે તેમની નેમો અને કાર્યો સર્વોતમ હતાં.

તેમાં માણુસજાતનાં દુન્યવી તેમજ મીનોઈ સુખ બાબે સર્વેથી પવિત્ર અને સર્વેથી ઉમદા હેતુ અને સચ્ચાઈ તથા નેકીની રાહનો સમાવેશ હતો. આ ઉપરથી આપણે અષો જરથુસ્ત્રને દુન્યામાં થઈ ગયેલા સર્વે મહાન નરોનાં વર્ગમાં મુકવા જોઇયે તથા માણુસજાતનું ભલું કરનારા એક ખરેખરા પરોપકારી દાખલ લેખવા જોઇયે."

## અષો જરથુશ્ત્રનું ઉમદા શિક્ષણ.

મીનોઇ શિક્ષણ અથવા આત્મજ્ઞાનનું સર્વેથી પ્રાચીન રૂપ અષો જરથુસ્ત્રનો ધર્મ છે. આ બાબદ વીષે ઘણા સત્તાધારી લખનારાઓનાં લખાણ ઉપરથી આપણને માલમ પડે છે કે જરથોસ્ત સાહેબને ઘણાજ જ્ઞાની માનવામાં આવતા હતા. તેમનાં શિક્ષણો આપણને મીનોઈ અને ઉંચે દરજ્જે લઈ જનારા છે. તે શિક્ષણો તેની પછીનાં સર્વેથી સરસ વીચારોની બરોબરી કરે છે, એટલુંજ નહીં પણ તેમાં ઉંડી ફીલસુફી સમાયલી છે કે જે ફીલસુફીએ યુનાની મત ધરાવનારા કેટલાક મહાન વીચારવંતોનું પણ ધ્યાન રોકયું હતું. બુલંદ જરથોસ્તી દીનનો મીનોઈ એલમ (આત્મવિદ્યા) નો એવો પ્રકાર છે કે તે ઉપર રોકેલું ધ્યાન તથા તેનો કરેલો અભ્યાસ આજે પણ સારૂં ફળ આપયા વગર રહેતો નથી. જેમ આપણી પારસી કોમ એક મહાન પ્રજાનો બાકી રહેલો ભાગ છે તેમ આપણી પવિત્ર અવસ્તા એક મહાન ધર્મનો બચી ગયલો ભાગ છે. દુન્યામાં બીજો કોઇપણ એવો ધર્મ નથી કે જેણે પોતાની આગલી જાહોજલાલીની આવી નાની અને નબળી નીશાણુ પોતાની પાછળ રાખી હોય, તોપણ આપણી નાની અવસ્તા કેતાબ અને આપણા જુજ સંખ્યાનાં પારસીઓનો ધર્મ તવારીખ-નવેશોની અને તત્વજ્ઞાનીઓની નજરમાં ઘણો કીંમતી છે. કારણ કે તે જીસસ ક્રાઈસ્ટનાં જનમની પાંચ સદી આગળના વખતથી તે તેની પછીનાં સાત સદીનાં વખત સુધી ઇરાનમાં ફેલાયલા વીચારોનો છેલ્લો પડછાયો રજુ કરે છે, કે જે વખતે યાહુદીઓનાં તાલમદ, ખ્રીસ્તીઓનાં ગોસપલ,

અને મુસલમાનોનાં કોરાન જાહેર થયાં હતાં. આ ત્રણે પુસ્તકો જ્યારે જાહેર થયાં, તેમજ તેઓમાંથી જે હીલચાલો ઉભી થઇ, તે વેળાએ તેઓ ઉપર જરથોસ્તી ધર્મે મોટી અસર કરી હતી

## ઇરાનનો કદીમ ધર્મ.

ઇરાંનનો કદીમ ધર્મ તેની અસલી જાહોજલાલીમાં ઇરાંનીઓમાં ફેલાયલો હતો એટલુંજ નહિં, પણ તે વેળા પંથરાયલા બીજા સઘળા ધર્મો ઉપર એ ધર્મની ઘણી મોટી અસર થવા પામી હતી, એ વાત માન્ય કરવામાં આવી છે. ડી. બનસન ભારે વીદ્વતાભરી અને ઘણું અજવાળું નાખે એવી સરખામણીઓથી બતાવી આપવાને સામર્થવાન થયો છે કે ખ્રીસ્તી ધર્મનાં મુખ્ય મતો કાંઇજ નહિં પણ ઝંદ અવસ્તા માહેલાં મતો છે. વળી યુરોપનાં વિદ્વાનો પણ કબુલ કરે છે કે ખ્રીસ્તી ધર્મ મતો એશીયામાંથી નિકળ્યાં છે અને ઉત્પન થયાં છે, અને તેઓ જોડેનાં ભણતરો અષો ઝરથુસ્ત્રની દીનની કેતાબોમાં સમાયલાં ખુલ્લાં માલમ પડે છે. સ્પિતમાન ઝરથુસ્ત્ર સાહેબનાં ધર્મનું આ એક ઘણું જાણવા લાયક લક્ષણ છે કે ગૌતમબુધની માફક નિતી સંબંધી ફરજો ઉપર ઘણો ભાર મુકીને અષો ઝરથુસ્ત્રે કહ્યું છે કે "અહુરમઝદની સેવા કરવાની સર્વેથી ઉત્તમ રીત એ છે કે ધર્મીષ્ટ અથવા નેક અને સાચ્ચા થવું, તથા વીચાર, વચન અને કામોમાં પાક થવું." આમ કરવાથી એક માણસ અષ વહીસ્ત યાને સંપુર્ણ આનંદ અથવા પરમ સુખ મેળવે છે. પારસીઓનો ધર્મ સર્વેથી સાદો છે. તે એ છે કે એક ખુદાનો ડર રાખી ચાલવું, પવિત્ર વિચાર, પવિત્ર વચન અને પવિત્ર કામો સાથની જીંદગી ગુજારવી અને ભવિષ્યની દુન્યા માટે હૈયાતીની આશા રાખી મરવું. દરેક ઝમાનામાં જરથોસ્તીઓ સંપુર્ણ એકીનદારીથી પોતાના ધર્મની સેવા ભકિત કરી ગયા છે.

## બુલંદ જરથોશ્તી ધર્મનો પ્રચાર.

ઇસુ ખ્રીસ્તીની ૬૦૦ વરસ અગાઉ યા તો જ્યારે યાહુદીઓને કેદ કરીને બેબીલોન લઇ જવામાં આવ્યાં હતાં અને ત્યાં તેઓને સીત્તેર વરસ સુધી

રાખવામાં આવ્યા હતા ત્યારે તેઓનાં સીત્તેર વરસના આ દેશનીકાલ દરમ્યાન તેઓ ઇરાની ધર્મનાં સમાગમમાં આવ્યા હતા અને આત્માની અમરગીના વીચારો કે જે તેમના પોતાના ધર્મમાં નહિ હતા તે તેઓએ ઇરાની ગ્રંથમાંથી ગ્રહણ કર્યા હતા. વળી ભલી શક્તિઓ અને બુરી શક્તિઓ વિષેનાં વીચારો પણ તેઓએ ઇરાની ધર્મમાંથીજ ઉછીકા લીધા હતા. ઝંદ અવસ્તા અષો ઝરથુસ્ત્રનાં પોતાનાં ગણાય છે, અને જેમ ખુદાતાલાએ મોઝીઝ સાથ વાત કરી હતી એવું કહેવાય છે તેજ પ્રમાણે તે માલેકે અષો ઝરથુસ્ત્રને અવસ્તા કેતાબમાંની બીના આશકારા કરી હતી એમ કહેવાય છે. જરથોસ્તી ધર્મનું જ્ઞાન આપનાર ભોમીયા દાખલ અવસ્તાની અગત્યતા ભારે છે એ એક ખુલ્લી બીના છે. જરથોસ્તી ધર્મના વીચારો તથા શિક્ષણોમાંથી ઉગીને ખ્રીસ્તી ધર્મ ખીલ્યો હતો. વળી ઇસ્લામી ધર્મ પણ જરથોસ્તી ધર્મ મતોને ઘણો મળતો છે. કારણ તે વળી યાહુદી અને ખ્રીસ્તીજ મુળતત્વોનો બનેલો છે. દુન્યાનાં સઘળા ધર્મોમાં જરથોસ્તી ધર્મ તેની ઉંડી ફીલસુફી, મીનોઇ મતો, અને સ્વચ્છ નિતીને લીધે સર્વેથી ઉમદા અને તાજુબી ઉપજાવે એટલો ખુબીવંતો હોવાનો વાજબી દાવો કરી શકે છે એ ધર્મે ફેલાવેલી ભલી અસરને પરીણામે તેમજ પોતાની જાતી લાયકાતને પરીણામે એ ધર્મ દુન્યાનાં ફેલાયલા સર્વે ધર્મોમાં સર્વેથી શ્રેષ્ટ ધર્મ છે. એની ખાસ ખુબી એ છે કે આ ધર્મ કોઇપણ પ્રજા ઉપર જબરદસ્તીથી ઠસાવવામાં આવ્યો નથી, પણ એની જાતી લાયકાતથી અને ખુબીથી ઘણાએક જુદા જુદા ધર્મો ઉપર એને અસર કરી હતી અને તેથી તેઓનાં રૂપ ફેરવાયાં હતાં. એ ધર્મની ફત્તેહનુ કારણ તેની પોતાની શ્રેષ્ટાઇ હતી. આપણા અવસ્તામાં ખુદા તરફથી થયલી બસારતોના લખાણો સિવાય વધુ કાંઇ નથી. માણસજાતને તેમની હાલત વિષે વાકેફ કરવાનું અને નેકીને વધારવા અને બદીને કચડવાનુ શીખાડવાને તે બક્ષેસનાં ખાવીંદે પોતાના પસંદ કરેલા બંદાને દીન જાહેર કરી હતી જે નીયમોથી આ મતલબ પાર પાડવાની હતી તે આપણી ભારે પ્રસંશા અને પસંદગીને પાત્ર છે. તે નીયમો એ છે કે વીચાર, વચન અને કામમાં ખંતથી અશોઇ

જાળવવી; સચ્ચાઈ, મધ્યમપણું અને નેક નૈયત રાખવી. દાદાર અહુરમઝદની તેમજ બીજી ભલી શકિતઓની બંદગી અને આરાધના કરવી; ભલાં કામો કરવાં, નાશકારક પ્રાણીઓનો નાશ કરવો, અને માણુસ જાતનાં સુખ અને આબાદીમાં વધારો થાય એવાં કામ કરવાં.

## એકજ ખુદાને માનનારો અતિ સ્વચ્છ ધર્મ.

અષો ઝરથુસ્ત્ર સાહેબ એક અસાધારણ સ્વચ્છ ધર્મનાં ઉપદેશક હતા, કે જે ધર્મ અનેક ઇશ્વિરવાદ અથવા અનેક ખુદાનાં મતની વીરૂધ છે. પયગમ્બર જરથોસ્ત સાહેબે ખુદાની ઐકયતા સજીવણ કરી એટલુંજ નહિ પણ આતષ, જે ખુદાઇ બંદગીનો, આર્ય ધર્મનો સર્વેથી જુનો અને સ્વભાવીક તરીકો છે, અને જે ખુદા વિષેના હમેશગીની રોશનીના ઉત્તમ વીચારને અનુસરતો છે, તેને ખુદાનાં સર્વેથી લાયક કેબલા એટલે કે દરશણ કરવાની વસ્તુ તરીકે ગણી તેની આરાધના પણ સજીવન કરી હતી. રેવરન્ડ ડોકટર લીયો મ્યુરીન પોતાની કેતાબ નામે "જરથોસ્ત અને ઇસુ ખ્રીસ્ત" માં લખે છે કે "પારસીઓના આતપકદેહ અને ખ્રીસ્તી દેવળ એ બન્નેમાં આપણે ખુદાની હાજરી દેખાડતી એક નીરંતર રોશની જોઇ શકયે છીયે. જયારે હું મારા દેવળની પવિત્ર જગ્યા આગળ ગુંથણ મંડયે પડું છું અને થોડેક વારને છેટે આવેલા પારસી આતપકદેહ જેમાં આપણાં પવિત્ર એરાગ માફક આતષ બળે છે તેનો હુ વીચાર કરૂં છું, ત્યારે જે ઉંડી અને તીક્ષણ લાગણી મારા દીલમાં ઉત્પન્ન થાય છે તેનું વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી." અસલી ઇરાંનીઓની જીંદગીના સઘળા પ્રકારોની સર્વથી સરસ, સર્વેથી સંપુર્ણ, અને સર્વેથી ખુલ્લી સાબેતી આપણને અવસ્તામાંથી મળે છે. તે આપણને ઇરાંનીઓની સંસારી અને માણસીક વૃદ્ધી માટેનો ખ્યાલ આપે છે. યુજીન બરનુફે યઝસ્નેનો તરજુમો કર્યો, તેને અવસ્તાનો ગ્રંથ ઉકલાવ્યો. તેની ભાષાનાં વ્યાકરણનાં નીયમો નક્કી કર્યા, તેનાં શબ્દકોષનું ખોખું તૈયાર કર્યું, અને દાખલા દલીલોથી દેખાડી આપ્યું કે ઝંદ જો કે સંસ્કૃત સાથ ઘાડો સંબંધ ધરાવે છે તોપણ તે એક હિન્દી

ભાષા નથી, પણ ઇરાંનની અસલી ભાષાઓમાંની એક છે. જરથોસ્ત સાહેબની વીખ્યાતી યુનાની અને રૂમી લખનારાઓનાં ગ્રંથો મારફતે આપણને મળી છે. એ ધર્મ એવી તો મોહીની ધરાવે છે કે ઝંદ અવસ્તાના માત્ર થોડાંક પાનાં વાંચીને ભાગ્યેજ વીસ વરસની ઉમરનો એક જવાન ફ્રેન્ચમેન નામે મોશીયો આંકે વીટીલ ડુ પેરોં, પોતાનો દેશ છોડી લડાઇનાં વખતમાં અવસ્તાનો અભિયાસ ખુદ જરથોસ્તી ધર્મગુરૂઓ મારફતે કરવાને હિન્દુસ્તાનમાં આવ્યો હતો અને સુરત શહેરમાં અવસ્તાના અભ્યાસ અર્થે ઘણીએક રંજ ઉઠાવી હતી.

## જરથોસ્તી ધર્મનો કદી પણ નાશ થનાર નથી.

ત્રીજી સદીમાં સાસાન્યન વંશનાં વખતમાં જરથોસ્તી ધર્મ આખા ઇરાંન દેશમાં પાદશાહી ધર્મ થયો હતો. સદીઓની આબાદી પછી જ્યારે આરબોનો હુમલો આવ્યો કે જેઓએ અવસ્તા બાળી નાંખી, તેમજ આતષકદેહો બુજાવી નાખ્યાં. આ ધર્મ જે તે વેળાએ જણાયલી અરધી દુન્યામાં પંથરાયલો હતો તેની છેલ્લી નીશાન તરીકે અને તેને માનનારી પ્રજાનાં બાકી રહેલા ભાગ તરીકે આપણે જરથોસ્તીઓ હજી મોજુદ છીએ. અવસ્તા એ રોશનીનું એક કીરણ છે કે જે ઇરાંનની તવારીખનાં ગુંચવણ-ભરેલા માર્ગમાં એક તવારીખનવેશને રસ્તો બતાવે છે, અને એકીમીનીયન અને સાસાન્યન વખતનાં બચી રહેલાં જુજ પુસ્તકો ઉપર પ્રકાશ નાખે છે; તેમજ યુનાની, રૂમી, યાહુદી, આરમીન્યન અને ચાઇનીઝ જેવા જુદદીન ગ્રંથકારોનાં અચોકસ અને નહિં સમજ પડે એવા અહેવાલોની સમજણ આપે છે. જે ધર્મ સચ્ચાઈ ઉપર રચાયલો હોય તે કદી પણ મરણ પામતો નથી. તલવારથી કે આગથી તેનો નાશ કરવા છતાં પણ તે હજી હઝારો જીગરોમાં જીવે છે. આરબોનાં હુમલા પછી ઇરાંનમાં જે બન્યું તે એટલુંજ હતું કે અવસ્તાની જગ્યા કુરાને લીધી, ઝરથુશ્ત્ર અને અહુરમઝદનાં નામો ભુલી જવામાં આવ્યાં અને તેમની જગ્યા ઉપર મહમદ અને

અલ્લાહનાં નામો પુકરાયાં અને અહુનવરનાં એકવીસ શબ્દોને બદલે કલમાંનાં આંઠ શબ્દો ભણાવા લાગ્યા: છતાં પણ બુલંદ જરથોસ્તી ધર્મનો આત્મા તો જેવો ને તેવો અચળ રહયો છે.

## પારસીઓ—એક મહાન ધર્મનાં વારસો.

જરથોસ્તી ધર્મ પોતાના શાગેર્દોને માટે બે ચીજો લાવ્યો; તે બે ચીજો નિતીથી ચાલવાની ફરજ અને આશા હતી. એ બે ચીજો મોટાં હથ્યાર સમ ગણાય છે કે જેનાંથી સજ થયલો માનવી જીંદગી અને કીસમતની સામે શાંતીથી લડી શકે છે. જરથોસ્તી ધર્મ પોતાના શાગેરદોને જીંદગી ભોગવવા સંબંધી નીતીનાં ફરમાનો આપે છે એટલુંજ નહિં પણ તે જણાવે છે કે જો તે પોતાની ફરજ બજાવશે તો આખરે નેકી ફાવશે. દુન્યામાંનો સર્વેથી ગરીબ અને કંગાળ જરથોસ્તી પણ જાણે છે કે તેને દાદાર અહુરમઝદના એક સેપાહ તરીકે જન્મ લીધો છે. કોઇપણ ધર્મ જીંદગીને એથી વધુ મોટો દરજ્જો આપી શકે નહિં, અને ઇનસાનને જીવતાં જીવત ખુદાની વધુ નજદીક લઇ જઇ શકે નહિં. જેઓ એવી ખાત્રી રાખે છે કે "હું કોશેશ કરીશ તો ફ્તેહ પામીશ" તો તેઓ જરૂરજ ફ્તેહ પામવાનાં અને એજ સબબસર આપણે પારસીઓ આટલી બધી મુસીબતો અને આટલાં બધાં વીઘનોમાંથી પસાર થવા છતાં આજે અત્રે હિન્દુસ્તાનમાં આગેવાન દરજ્જો ભોગવ્યે છીયે અને આગલા વખતની માફકજ આપણું મોં રોશની તરફ હજી ફેરવાયલું રહયું છે. જે ધર્મે આર્ય દેશોમાં ખુદાની ફ્તેહની વાત પહેલવહેલી ફેલાવી અને જીંદગી શું ચીજ છે, તથા આપણે જન્મ લઇ શું કરવાનું છે તે સમજાવ્યું તેવા એક મહાન ધર્મનાં આપણે વારસો અને પ્રતિનીધીઓ છીયે એ વાત ખરેજ આપણને મોટું માન તથા શોભા આપનારી છે. અષો ઝરથુસ્ત્રે સ્વચ્છ અને બુલંદ નિતી શીખવી છે જે ત્રણ ફરમાનોમાં એટલે કે ભલા વિચારો, ભલા બોલો, અને ભલાં કામોમાં સમાઇ જાય છે. એ ફરમાનો વિષેની યાદ દરેક પારસીને પોતાની કમર ઉપર સદા રહેતી ઉનની કુરતીનાં ત્રણ આંટાથી

હમેશાં મળતી રહે છે. જરથોસ્તી ધર્મ માનનારાઓની સંખ્યા જો કે હાલમાં મોટી નથી, છતાં પણ એક વખત એવો હતો કે જ્યારે એ ધર્મ લગભગ આખ્ખી સુધરેલી દુન્યાનો ધર્મ થવાની તૈયારીમાં હતો. સાયરસ, દારાયસ, અને ઝર્કઝીસ જેવા પાદશાહો જરથોસ્તી ધર્મ પાળતા હતા, અને જો મેરેથોનની પ્રખ્યાત લડાઇમાં ઇરાનીઓ યુનાનીઓને હાથે શીકસ્ત ન પામ્યા હતે તો જરથોસ્તી ધર્મ આખ્ખાં યુરોપમાં પણ પંથરાતે. માઝદયસ્ની દીનનાં સ્થાપક કાંઈ લડાઇ કરનાર હતા નહિં, તેમજ જે જે પાદશાહોએ એ દીન અખત્યાર કરી હતી તેઓએ પણ કાંઇ તલવારનાં "જોરથી તેનો ફેલાવો કરવાની પોતાની ફરજ વિચારી હતી નહિં.

## ખુદાની મ્હેરબાની મેળવવાની રીત.

જરથોસ્તી ધર્મ જો કે ઘણો સાદો છે તોપણ સાદાઇમાંજ તેની બુલંદી સમાયલી છે. એવું કોણ છે કે જેનાં જીગરમાં જરથોસ્ત સાહેબનાં શિક્ષણની અસર એકવાર દાખલ થયા પછી પોતાના આત્માને વધુ ઉંચ અને વધુ ઉમદા હાલતે ન ચઢાવે? ખુદાની મહેરબાની મેળવવાની જે રીત જરથોસ્તી ધર્મમાં વારંવાર જણાવી છે તે એજ છે કે અષોઈ અખત્યાર કરવી; એટલે કે વીચારમાં અષોઈ, વાચામાં અષોઈ, અને કાર્યોમાં અષોઈ. આપણા ધર્મમાં અવ્વલથી તે આખૅર લગી એજ વાત શીખવવામાં આવી છે. એજ સર્વોત્તમ અને સેર્વેથી નેક ગણાય છે, અને જરથોસ્તી ધર્મની નિતીની ગંજાવર ઇમારતનો પાયો એજ છે. જરથોસ્તી ધર્મમાં જણાવવામાં આવ્યું છે કે જગતનો મૂળ આધાર સામસામી કામ કરનારી બે મીનોઈ શકિત ઉપર રહેલો છે, કે જેમાંની એકને અહુરમઝદ અને બીજીને અહેરેમન કહેવામાં આવે છે. આ બીનાથી ઘણાકો ગુંચવાય છે પણ સેમ્યુઅલ લેંગ જેવો વિદવાન આ બે શકિતઓના હસ્તી કબુલ રાખે છે. તે પોતાની "હાલનાં જરથોસ્તી" નામની કેતાબમાં કહે છે કે "હવે માણસ જાત હાલ જે જ્ઞાનની હાલતે પહોંચી છે તે હાલતમાં ધર્મ સંબંધી જે જે પૂર્ણ સિદ્ધાંતો પુરવાર કરી શકાય એવા છે, તે માંહેલો

તે સિદ્ધાંત મને સર્વેથી સરસ જણાય છે, કે જેમાં આ વાત કબુલ રખાયલી હોય કે તમામ જગતનો મૂળ આધાર આ સામસામી કામ કરનારી બે મીનોઇ શકિતઓ ઉપર રહેલો છે અને જે માહેલા ભલા મીનોને અહુરમઝદનાં નામથી અને બુરા મીનોને અહેરેમનનાં નામથી ઓળખવામાં આવે છે."

## જરથોશ્તી ધર્મનું નીતિશાસ્ત્ર.—

## પરકોમનાં મોટા વિદ્વાનો પણ જરથોશ્તી ધર્મ માને છે.

જરથોસ્તી ધર્મનો નિયમ જેટલો સંપુર્ણ છે તેટલુંજ ચોખ્ખું તેનું નિતીશાસ્ત્ર પણ છે. આ તો એક તદન ખુલ્લી બીના છે કે બીજા કોઇપણ ધર્મના નીતિશાસ્ત્ર કરતાં જરથોસ્તી ધર્મનું નીતિશાસ્ત્ર વધારે સંપુર્ણ અને બોહળું છે. બુધ્ધ, યાહુદી અને ખ્રીસ્તી ધર્મોના નિતીશાસ્ત્રોમાં જે કાંઇ સર્વેથી સરસ છે તે સઘળું જરથોસ્તી ધર્મમાં મળી આવે છે. પણ જરથોસ્તી ધર્મમાં જે વધુ આપવામાં આવ્યું છે તે એ છે કે ઘણાંએક બદ અને નેક કામો જે વીષે ખ્રીસ્તી ધર્મોમાં પણ વીરૂધતા કે તરફેણદારી કરવામાં આવી નથી અને જેનો માત્ર ઇશારો કરી આપણનેજ સમજી લેવા માટે રહેવા દેવામાં આવ્યાં છે, તેવાં કામોને પણ જરથોસ્તી ધર્મમાં ઘણા વીસ્તારીને જણાવ્યાં છે, જેમ કે આળસાઈ, દગાઈ, એખલપેટાઇ, અદેખાઈ ને ગુનાહો તરીકે અને તેમનાથી ઉલટા ગુણોને સવાબો તરીકે ખુલ્લી રીતે જણાવેલા છે. જરથોસ્તી ધર્મ એક એવો ધર્મ છે કે જેના મતો તરફ હાલના સર્વેથી આગળ વધેલા દાનાવો ઉતાવળે ઢળાતા જાય છે. હક્સ્લી જેવા વિદવાનો, હરબર્ટ સ્પેન્સર જેવા ફીલસુફો, અને તેનીસન જેવા કવીઓ એને કબુલ મંજુર રાખતા જણાય છે. જો કે જરથોસ્ત સાહેબની જીંદગીના બનાવો વીષે આપણને ઘણુંજ થોડું બલકે નહિ જેવું માલમ પડયું છે તોપણ તેમના અતિ નિતીવાન ધર્મની અસર ઘણી સદીઓ સુધી બહોળા વીસ્તારના મુલકોમાં જુદી જુદી આર્ય પ્રજાઓ ઉપર થવા પામી હતી. યઝસ્નેમાં આવતા ગાથા

જે સઘળાં પવિત્ર લખાણોમાં સર્વે પ્રાચીન છે તેમાં પયગમ્બર જરથોશ્તની ભારે સીફત ગાવામાં આવી છે. તેઓ માટે કહેવામાં આવ્યું છે કે તેઓ વીચાર, વચન અને કામમાં ભલા છે. માત્ર તેમણેજ અહુરમઝદના ફરમાનોથી સંપુર્ણ માહિતગાર તરીકે તથા તે ફરમાનોની સમજ આપવામાં ઝબાનની ફસાહત ધરાવનારા તરીકે જણાવેલા છે. ગાથામાં જરથોસ્ત સાહેબ એવી ઇચ્છા જાહેર કરે છે કે માણસોમાં જ્ઞાન ઉતારી, તેઓને અહુરમઝદના બંદા બનાવી, તેઓને સુખ બક્ષું. મહાન ગુરૂ જરથોસ્ત સાહેબે આપણને એવાં લખાણો આપ્યાં છે કે જેનો દરેક અક્ષર પુખ્ત વીચારથી ભરપુર છે. દુન્યામાં પેદા થયલાં અબજો માણસોમાં પયગમ્બર જરથોસ્ત સાહેબ સર્વેથી મહાન ગણાવા જોઇયે. હઝારો વરસ લગી કરોડો માણસોનાં મન પ્રકાશીત કરવાનું અને તેઓનો આત્મીક દરજ્જો વધારવાનું કામ જરથોસ્ત સાહેબની સરજતમાં હતું. રેવરન્ડ ડૉ. મીલ્સ પોતાના ઝંદ અવસ્તાના તરજુમામાં કહે છે કે "જેઓ માણસ જાતના તવારીખી લેખોને કીમતી ગણે છે તેઓ સઘળાઓએ ઝંદ અવસ્તાને માન આપવું જોઇયે અને તેનો અભ્યાસ કરવો જોઇયે."

# ઈરાનનો મહાન પાદશાહ જમશેદ.



પારસી કોમમાં હાલમાં ઘણી અજાયબ જેવી ધાર્મિક જાગૃતી થયલી જોવામાં આવે છે, અને તેનાં ચિન્હો ઘણી સ્પષ્ટ રીતે દેખાય છે. કોમમાં અનેક મંડળો બરપા થયાં છે જેઓની નેમ ઉધરતી ઓલાદમાં ખરો જરથોસ્તી જુસ્સો જાગૃત કરી પારસીઓમાં વખતનાં વ્હેવા સાથ ખરૂં પારસીપણું સજીવન કરવાને લગતી છે. આ મતલબ પાર પાડવાનાં હેતુથી આપણામાં બરપા થયલાં અનેક મંડળો મારફતે જરથોસ્તીઓને અને ખસુસ કરીને આપણી ઉધરતી ઓલાદને બુલંદ માઝદયસ્ની જરથોસ્તી મઝહબની ખુબીઓ અને માદર વતન ઇરાનની અસલી મોટાઇનો ખ્યાલ આપવામાં આવે છે. ભાષણો, વાએઝો અને કિર્તનોની મારફતે જરથોસ્તીઓનાં મન કેળવવામાં આવે છે અને તેઓને શીખાડવામાં આવે છે કે જે ધર્મમાં તેઓ માનનારા છે તે દુન્યાંનાં સર્વે ધર્મોમાં જુનો અને મોતેબર છે. અને જે ઇરાન દેશમાંથી તેઓ ન્હાસી આવ્યા છે તેનાં પાદશાહો દુન્યાંની તવારીખમાં ઘણો કિર્તીવંતો ભાગ ભજવી ગયા છે. એ પાદશાહોમાં સર્વેથી નામીચો જમશેદ પાદશાહ હતો. પણ ભાષણોમાં તથા કિર્તનોમાં અનેક વેળાએ શાહ જમશેદની બાબદમાં અનેક તવારીખી ભૂલો કરવામાં આવે છે જે માંહેલી થોડીકની તપાસ આ લેખમાં કરવામાં આવી છે.

## જમશેદનાં બાબમાં થતી તવારીખી ભૂલો.

જમશેદ પાદશાહની બાબતમાં પહેલો સવાલ જે ઉભો થાય છે તે એ છે કે જમશેદ પાદશાહ એક ખરેખરો તવારીખી પુરૂષ હતો કે માત્ર એક કવિની કલ્પનાનો ખ્યાલ હતો? વિદ્વાન ફ્રેંચ પ્રોફેસર ડારમેસ્ટેટે જમશેદ, ઝોહાક અને ફરેદૂનને તવારીખી પુરૂષો તરીકે લેખતો નથી

અને કલ્પિત ધારે છે. મહાન પયગમ્બર સ્પીતામાં જરથોશ્ત સાહેબને પણ એ વિદ્વાન એક કલ્પિત પુરૂષ ગણે છે પણ મૅક્ષમુલર અને બીજા યુરોપના વિદ્વાનોએ સાબેત કરી આપ્યું છે કે ડારમેસ્ટેટેનો મત ખોટો છે અને પયગમ્બર જરથોશ્ત સાહેબ હૈયાતી ભોગવી ગયા હતા. જમશેદ પાદશાહની બાબતમાં ડારમેસ્ટેટેનો મત એટલોજ ખોટો છે. ખરી વાત છે કે જમશેદ, ઝોહાક અને ફરેદૂનની જીંદગીના ખરા બનેલા બનાવો સાથે કવિઓએ અને બીજાઓએ ઘણી કલ્પિત વાત પણ ભેળી નાંખા છે, છતાં એ પાદશાહોની હૈયાતી ના પાડી શકાય એમ નથી. અગર જો એ શહેનશાહો કલ્પિત હતે તો અવસ્તામાં તેઓને તેવાજ ચીતારવામાં આવતે. દાખલા તરીકે અવસ્તામાં જણાવ્યું છે કે આદર યઝદે રોશનીને માટે ગનામીનો સાથે લડાઇ કરી હતી. અવસ્તામાં આદરને એક પાદશાહનો ઇલ્કાબ આપ્યો નથી પણ યઝદનો ઇલ્કાબ આપ્યો છે. માટે જો જમશેદ પાદશાહ કલ્પિત હતે તો તેને પણ પાદશાહ તરીકે નહિ પણ એક યઝદ તરીકે અવસ્તામાં ઓળખાવવામાં આવતે. આ ઉપરથી માલમ પડે છે કે ડારમેસ્ટેટેનું અનુમાન ખોટું છે, અને અવસ્તા પ્રમાણે જમશેદ એક ખરેખરો તવારીખી પુરૂષ હતો.

## જમશેદનો વંશ.

બીજો સવાલ જે ઉભો થાય છે તે એ છે કે જમશેદ કયાં વંશનો હતો? સાધારણ રીતે એને **પેશદાદીઅન** વંશનો ગણવામાં આવે છે પણ ઘણાએકનું માનવું છે કે એ પેશદાદીઅન વંશનો ન હતો, પણ એક નવા વંશનો સ્થાપક હતો કે જે એનાં નામ ઉપરથી જમશેદી વંશ કહી શકાય. જમશેદ તેહેમુરસ પછી ગાદી ઉપર આવ્યો હતો તેથી એને પેશદાદીઅન વંશનો ગણવામાં આવે છે, પણ ખરૂં જોતાં એ જમશેદી વંશનો સ્થાપક હતો. જો કે એવા નામના કોઇ પણ વંશને ઇરાનની તવારીખમાં ઓળખવામાં આવ્યું નથી. જમશેદ તેહેમુરસનો દીકરો હતો કે ભાઇ હતો એ પણ એક તકરારી સવાલ છે. બુનદહેશ પ્રમાણે

જમશેદ વીવંધહાનનો પુત્ર અને ત્હેમુરસનો ભાઈ હતો, પણ પ્રખ્યાત મુસલમીન તવારીખનવેશ મિરખુંદ કહે છે કે જમશેદ ત્હેમુરસનો પુત્ર હતો. મિરખુંદના આ અનુમાનને આપણો જગપ્રસિદ્ધ શાયર ફિરદોસી પણ ટેકો આપે છે, માટે આપણે માની લઈશું કે જમશેદ ત્હેમુરસનો પુત્ર હતો.

## જમશેદ નામના અનેક પાદશાહો.

જમશેદ પાદશાહની તવારીખમાંની એક બાબત પર ઘણાંકો ગુંચવાય છે, અને તે એ છે કે, જ્યારે એક હાથપર જમશેદને ઘણો ડાહયો અને હોશીઆર ચીતારવામાં આવ્યો છે, ત્યારે બીજા હાથપર એવું જણાવવામાં આવે છે કે જમશેદ પોતાની જીંદગીના પાછલા ભાગમાં ઘણો મગરૂર અને ગર્વિષ્ટ બન્યો હતો, અને તેને અહંકાર અને તકોબરી પ્રાપ્ત કરી હતી, અને તે એટલે સુધી કે તે પોતેજ ખુદા છે એવું માનતો તથા મનાવતો હતો. આ કંઈ ન બની શકે એવું નથી. એકજ માણસમાં જીંદગીના જુદા જુદા ભાગમાં ગુણોમાં ફેરફાર હોઈ શકે છે. અકબર પાદશાહનો દાખલો મોજુદ છે. એ પાદશાહ જો કે ડાહયો અને સ્યાણો હતો તોપણ પોતાની જીંદગીના પાછલા ભાગમાં ગર્વિષ્ટ થયો હતો, અને "દીને ઈલાહી" નામનો નવો ધર્મ ઉભો કીધો હતો અને ખુદા હોવાનો દાવો કરતો હતો, પણ હવે સવાલ એ છે કે જમશેદની બાબતમાં પણ તેમજ હતું કે? ઘણાએક તવારીખનવેશો એમ નથી ધારતા. તેઓનું એવું માનવું છે કે, જમશેદ નામના એક નહિં પણ અનેક પાદશાહો થઇ ગયા હતા, અને તેઓમાંનો એક જે જમશેદી વંશનો સ્થાપક હતો તે ભલો અને ડાહયો હતો. અને બીજો કે જેના વખતમાં વંશનો નાશ થયો હતો, તે બુરો અને ગર્વિષ્ટ હતો. ઉપલા અનુમાનને આ વાતથી ટેકો મળે છે, કે જમશેદ પાદશાહ, જે આજથી ૬૨૫૯ વર્ષ ઉપર યાને ક્રાઇસ્ટના જન્મની ૪૩૪૦ વર્ષ અગાઉ થઇ ગયો હતો તે પાદશાહનું રાજ્ય એક હજાર વર્ષ ચાલ્યું હતું, કે જેમ અવસ્તામાં પણ જણાવવામાં આવે છે. હવે કોઈ પણ માણસ એક

હજાર વર્ષ જીવી શકે એ હસવા સરખું છે. અલબત, બુનદહેશ પ્રમાણે જમશેદે ૭૧૬ વર્ષ રાજ્ય કર્યું હતું, જેમાનાં ૧૦૦ વર્ષ તેને જંગલોમાં રખડવામાં કાઢયાં હતાં. ફિરદોસી પ્રમાણે જમશેદે ૭૦૦ વર્ષ રાજ્ય કીધું હતું, પરંતુ ૭૦૦ વર્ષનું જીવન એક મનુષ્યનું હોઈ શકે એમ માનવું કેવળ અશકય છે. માટે જે સત્ય અનુમાન નીકળી શકે તે એજ છે કે "જમશેદી વંશે" અને નહિ કે જમશેદે એક હજાર વર્ષ રાજ્ય કીધું હતું, અને ઇરાનની તવારીખમાં જમશેદ નામના અનેક પાદશાહો થઈ જવા જોઇએ. વંશના સઘળા રાજાઓનો ભેગો અમલ એક હજાર વર્ષ ચાલ્યો હોય, જેમ ઈંગલંડમાં 'Henry' નામના આઠ રાજાઓ રાજ કરી ગયા છે, 'Edward' નામના સાત રાજાઓ રાજ્ય કરી ગયા છે, અને 'George' નામના ચાર રાજાઓ રાજ્ય કરી ગયા છે, અને હાલમાં પાંચમા ગાદી ઉપર છે. બીજું દ્રષ્ટાંત, યુરોપના વડા ધર્મગુરૂ જેને 'Pope' કહેવામાં આવે છે તેનું છે. સંખ્યાબંધ પોપ થઈ ગયા છે. પહેલો પોપ બારમી સદીમાં નેમાયો હતો અને હાલમાં વીસમી સદી ચાલે છે. ત્યારે પોપે ૮૦૦ વર્ષ રાજ્ય કીધું અને જમશેદે ૧૦૦૦ વર્ષ રાજ્ય કીધું એમ કહેવા બરાબર છે. ઉપલા બે દાખલાઓ કરતાં પણ વધારે અસરકારક દાખલો આપણી કોમના વડા અકાબર સર જમશેદજીનો છે. જમશેદજી એ અસલ બાટલીવાળા ખાનદાનના સ્થાપકનું નામ હતું, પણ પાછળથી "સર જમશેદજી" એ એક નામ નહિં પણ ઇલ્કાબ થઈ પડયો. દાખલા તરીકે બીજા જમશેદજીનું ખરૂં નામ ખરશેદજી હતું, ત્રીજાનું માણેકજી, ચોથાનું કાવસજી. એ ઉપરથી માલમ પડશે કે પાંચ માણસો સર જમશેદજીના નામથી ઓળખાયા, જો કે તેઓનાં ખરાં નામ તો જુદાં જુદાં હતાં. તેજ પ્રમાણે જમશેદ પાદશાહ નામના એક નહિ પણ અનેક પાદશાહો થઈ ગયલા હોવા જોઇએ, કે જેઓના રાજ્યના અમલની જુદી જુદી મુદ્દતોનો ભેગો સરવાળો એક હજાર વર્ષનો થયો હતો. આ અનુમાનને એક બીજી બાબતથી પણ ટેકો મળે છે અને તે એ છે કે એટલા બધા સુધારાઓ જમશેદ પાદશાહનાં વખતમાં થયલા

કહેવામાં આવે છે કે તે સઘળા સુધારાઓ એકજ પાદશાહના અમલ દરમીઆન કદી પણ થઇ શકેજ નહિ. પણ આખા વંશના સઘળા પાદશાહોના રાજ્યની આખી મુદ્દત દરમ્યાન થઈ શકે.

## જમશેદના રાજ્ય વેળાનાં સુધારાઓ.

ફીરદોસીના કહેવા મુજબ જમશેદ પાદશાહ ઘણો જ્ઞાની અને દૂરઅંદેશ હતો અને તેના રાજ્યમાં ઘણાએક સુધારા થયા હતા. તે હુન્નર ઉદ્યોગને ચહાતો હતો અને પાદશાહ તરીકે તેની ખીલવણીને ટેકો આપતો હતો. તેના જમાનામાં પોલાદના હથીઆર પહેલવહેલાં બનાવવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત કાપડ વણવાનો હુન્નર પણ તેનાજ વખતમાં પહેલવહેલો જણાયલો હતો અને રેશમી કાપડ પણ તેનાજ વખતમાં પહેલું બનાવવામાં આવ્યું હતું. વળી ખેતીવાડી અને બાગ બગીચાનો એ ઘણો શોખીન હતો, અને પાદશાહ તરીકે ઉજ્જડ જમીનો પર ખેતી કરાવી તેને ફળદ્રુપ બનાવવાની તે પોતાની ફરજ સમજતો હતો. ખેતીવાડીથી તેના રાજ્યમાં આબાદી વધી હતી. વંદીદાદમાં પણ કહેવામાં આવ્યું છે કે જમશેદ પાદશાહને ખેતીવાડી ઘણી પસંદ હતી. જમશેદે આ બધું કરવા ઉપરાંત નદીઓ અને દરીયાઓ ઉપર મુસાફરી કરવાને માટે વહાણો પણ બનાવ્યાં હતાં. દરીઆના તળીઆંમાંથી મોતી કાઢવાનો હુન્નર પણ જમશેદના વખતમાં પહેલો જણાયલો હતો. દારૂ પણ પહેલવહેલો જમશેદના જમાનામાંજ બનાવવામાં આવ્યો હતો. વનસ્પતીમાંથી ઓષધો બનાવવાના પ્રયોગો પહેલવહેલાં જમશેદ પાદશાહના વખતમાંજ કરવામાં આવ્યા હતા. આટલા બધા સુધારાઓ એકજ પાદશાહના વખતમાં થઇ શકે નહી, માટે તવારીખનવેશોએ જે એવું અનુમાન કાઢયું છે કે જમશેદ નામના અનેક પાદશાહો થઇ ગયા હતા, જેઓમાં વંશનો સ્થાપક મહાન જાહોજલાલીવાળો પાદશાહ હતો, જ્યારે છેલ્લો જમશેદ પાદશાહ મગરૂર અને ગર્વિષ્ટ હતો, અને પોતાની મગરૂરીને પરીણામે નાશ પામ્યો હતો, તેઓ પોતાના અનુમાનમાં ખરા હોય એમ લાગે છે.

## કેટલીક સાધારણ ભૂલો.

જમશેદ પાદશાહની બાબતમાં કેટલીએક ભૂલો ઘણી સાધારણ છે, એવું કહેવામાં આવે છે કે જમશેદ પાદશાહે કીધેલા સુધારાઓમાં એક એ હતો કે તેણે પોતાની રૈયતને ચાર વિભાગમાં વહેંચી નાંખી હતી. આ વાત સામાન્ય રીતે માનવામાં આવે છે, પણ ગાથામાં એ વિષે કાંઇ પણ ઇશારો નથી. અને પ્રખ્યાત જર્મન વિદ્વાન ડૉ. ગાઇગર જેના "Civilization of the Eastern Iranians" નો ઇંગ્રેજી તરજુમો શમ્સ-ઉલ-ઓલમાં દસ્તુર દારાબે કીધો છે તે કહે છે કે પયગમ્બર જરથોશ્તના જમાના સુધી તો ચાર ટોળાંની હસ્તી માલમ પડતી નથી. માટે અસલી ઇરાનીઓને જમશેદે ચાર ટોળાંમાં વહેંચી નાંખ્યા હતાં એ વાત કલ્પિત હોવી જોઇએ. જમશેદે જે ચાર વિભાગો કરેલા કહેવામાં આવે છે તે આ પ્રમાણે છેઃ—(૧) અથોરનાન, એટલે ધર્મગુરૂઓ; (૨) રથેસ્તારાન, એટલે પાદશાહો, પહેલવાનો અને સેપાહો; (૩) વાસ્ત્રીઓશાન, એટલે, ખેડુતો; અને (૪) હુતોક્ષાન, એટલે વ્યાપાર ધંધો કરનારાઓ. "આઇને દીને બેહે માંઝદીયસ્નાન" નો લખનાર કહે છે કે આ વાત તદન ખોટી છે. જમશેદ પાદશાહે ઇરાનીઓના ચાર ભાગ કર્યા હતા નહી, પણ જરથોસ્ત પેગમ્બર સાહેબે ઇરાનીઓને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યા હતા. અથોરનાન, રથેસ્તાર, અને વાસ્ત્રીઓશ. પોતાના મતના ટેકામાં ઉપલો લેખક વિસ્તાસ્પ યુસ્કની પરગરદ ત્રીજીમાં આવેલો ફકરો ટાંકી બતાવે છે. કોઈ પણ રીતે આ વાત ઘણી શકમંદ છે, કે જમશેદ પાદશાહે ઇરાનીઓના ચાર વિભાગ કર્યા હતા, અને ડૉ. ગાઇગર જેવો વિદ્વાન જરમન પ્રોફેસર આ વાત માનવાને ના પાડે છે.

## જમશેદ એક પેગમ્બર?

ઉપર કરતાં પણ એક વધારે ગંભીર પ્રકારની ભૂલ એ કરવામાં આવે છે કે જમશેદ પાદશાહને એક પેગમ્બર તરીકે ઓળખાવવામાં આવે છે. આ વાત પણ ઘણી શકમંદ છે. ખરી વાત છે કે પહેલવી

અને ફારસી પુસ્તકો પ્રમાણે એવું માનવામાં આવે છે કે જમશેદે ઘણુંક અસલી આર્યનોને માઝદીયસ્ની દીન શીખવી હતી અને તેઓને પવિત્ર સદરો કુસ્તી પહેરાવી હતી, અને માઝદીયસ્નાન બનાવ્યા હતા. દસાતીરમાં જમશેદ પાદશાહને એક મોટા પેગમ્બરની ઉપમા આપી છે, અને તેને ખુદાઇ નૂર અથવા ખોરેહ ધરાવતો ચીતારવામાં આવ્યો છે. આટલું છતાં જમશેદ પાદશાહ એક પેગમ્બર હતો અને તેને માઝદીયસ્ની ધર્મ સ્થાપ્યો અથવા ફેલાવ્યો હતો એ વાત કેટલાક વિદ્વાનો કબુલ રાખતા નથી. તેઓનું કહેવું એવું છે કે પાક અવસ્તા કલામો એ વાતને ટેકો આપતા નથી.

અલબત્ત જમશેદે દુન્યાંમાં સૌથી સારી અને ઉમદા રીતે પાદશાહી ચલાવી હતી. અને પોતાની રાજ્યધાનીના શહેરને ફળદ્રુપ બનાવ્યું હતું અને પોતાની પ્રજાને સંપૂર્ણ સુખમાં રાખી હતી, પણ તે એક પેગમ્બર હતો એમ પુરવાર થયું નથી. અને કેટલાએક ઉત્સાહી જરથોસ્તી ગૃહસ્થો આગળ વધીને કહે છે, કે જમશેદે માઝદીયસ્નાન ધર્મ જેરૂસેલમમાં સ્થાપ્યો હતો, માટે તે શહેરમાં તેના નામનો કિર્તીસ્થંભ ઉભો કરવો જોઇએ, ત્યારે ખરેખર એ જરથોસ્તીઓ અવધીજ કરે છે. એ સાહેબો કયા તવારીખી સિદ્ધાંતોથી પોતાનું અનુમાન ખરૂં પાડવા માંગે છે તે માલમ પડતું નથી.

## જમશેદ અને પીથાગોરાસ.

એક ત્રીજી ભૂલ જમશેદના બાબમાં સામાન્ય રીતે કરવામાં આવે છે તે ગાયનના હુન્નરને લગતી છે, અને તે પ્રખ્યાત મુસલમીન તવારીખનવેશ મીરખુંદે કરેલી ભૂલનું પરીણામ છે. મીરખુંદ જણાવે છે કે જમશેદની દરબારમાં યુનાની ફીલસુફ પીથાગોરાસ આવ્યો હતો અને તેણે જમશેદ પાદશાહની આગળ ગાયનનો હુન્નર જાહેર કર્યો હતો. મીરખુંદ ભૂલ કરતો હોય એમ લાગે છે. કારણ કે પીથાગોરાસ જમશેદ પછી બહુજ પાછલા વખતમાં થઇ ગયો હતો, માટે તે જમશેદ પાદશાહની દરબારમાં હાજર થઇ શકેજ નહીં.

## તખ્તે જમશેદ.

ઉપલી ત્રણ ભૂલો કરતાં પણ વધારે સાધારણ ભૂલ તખ્તે જમશેદની બાબતમાં કરવામાં આવે છે. સઘળા મુસલમીન તવારીખ નવેશો જણાવે છે કે જમશેદ પાદશાહ પોતાનું પાયતખ્ત સોઈસ્તાન ખાતેથી પારસ લઇ ગયો હતો અને ત્યાં એક ગંજાવર મહેલનો પાયો નાંખ્યો હતો, જે ૪૨ માઇલ લાંબો હતો, અને તખ્તે જમશેદના નામથી ઓળખાતો હતો. આતો એક ખરી બીના છે કે તખ્તે જમશેદ નામનો મહેલ અસલી ઇરાની પાદશાહોની જાહોજલાલીના એક પુરાવા દાખલ લેખાતો હતો અને આજે પણ તેનાં ખંડીયેરો યુરોપીયન મુસાફરને હેરત પમાડે છે. પણ યુરોપીયન વિદ્વાનોએ કરેલી છેલ્લામાં છેલ્લી શોધખોળો ઉપરથી પુરવાર થયું છે કે મુસલમાન તવારીખનવેશોએ ભુલ કરી હતી. આ મહેલ જમશેદ પાદશાહે બંધાવ્યો હતો નહી. અથવા તેના જમાનામાં બંધાયો હતો નહિં એમ છેલ્લામાં છેલ્લી શોધો પ્રમાણે ખાત્રીપૂર્વક રીતે બતાવી આપવામાં આવ્યું છે.

## જમશેદી નવરોઝ.

પણ એક ગંજાવર મહેલ બાંધવા કરતાંબી વધુ યાદગાર અને વધું કીર્તીવંત કામ જેહાન સરફરાઝ જમશેદ પાદશાહે કીધુ હતું તે એ હતું કે એ પાદશાહે "જમશેદી નવરોઝ" નો તહેવાર સ્થાપ્યો હતો. થંડા મુલકોમાં વસંત રૂતુનું બેસવું ઘણું આવકારદાયક થઇ પડે છે, કારણ કે લોકો શીયાળાની થંડીથી કંટાળી ગયાં હોય છે. ઇરાન દેશ અને ખાસ કરીને ઇરાનનો ઉત્તર ભાગ થંડો હોવાથી ત્યાંના લોકોને વસંત રૂતુના બેસવાથી ઘણો હર્ષ ઉપજે છે. આ ઉપરથી જમશેદ પાદશાહે ઠેરવ્યું કે વસત રૂતુની શરૂઆતમાં એક મોટું જશન કરવું જેમાં સઘળા ગરીબ તેમજ તવંગર સામેલ થાય અને પરવરદેગારનો તેની ન્યામતોને માટે ઉપકાર માને. આ પ્રમાણે જે દિવસે પહેલું જશન કરવામાં આવ્યું તેને વરસની શરૂઆતનો દિવસ ગણ્યો.

આ જશનનો દિવસ "જમશેદી નવરોઝ" ને નામે ઓળખાવા લાગ્યો. આ દિવસ આખી કુદરતની વર્ષગાંઠનો દિન કહેવાઇ શકાય, કેમકે આ દિવસે સૂર્ય પોતાનો એક ચક્રાવો પુરો કરી પહેલા અથવા મેશ રાંસીના બુરજ ( Aries ) માં દાખલ થઇ બીજો ચક્રાવો શરૂ કરેછે. આ તહેવાર ઇરાનમાં ઘણી ધામધુમથી પાળવામાં આવે છે, અને હિંદમાં પણ પારસીઓ તેને એક અગત્યનો તહેવાર ગણે છે, અને બીજી કોમો પણ તેને માન આપે છે.

## જમશેદ અને સુલેમાન.

જમશેદ આ પ્રમાણે એક મોટો જાહોજલાલી ભર્યો પાદશાહ હતો. તે ઉપરથી એક ભૂલ તવારીખમાં ઉભી થાય છે જે ઉપર ધ્યાન ખેંચવાની જરૂર છે. તે ભૂલ પારસીઓના જમશેદ પાદશાહને યાહુદીઓના સુલેમાન પાદશાહ સાથે ભેળી નાખવાને લગતી છે. જમશેદ અને સુલેમાન એકજ પુરૂષ નહી હતા. મીરખુંદે સારી રીતે બતાવી આપ્યું છે કે જમશેદ તેજ સુલેમાન એમ કહેવું ખોટું છે, કારણ કે એ બંને પાદશાહોના જમાના જુદા હતા. ઉપર દર્શાવેલી ભૂલનું કારણ દેખીતું છે, અને તે એજ કે બંને પાદશાહો એક સરખી રીતે જાહોજલાલી ભરેલા અને એક સરખી રીતે જ્ઞાની તેમજ ડાહયા હતા.

## જમશેદનો કહેવાતો અહંકાર.

મીરખુંદ જમશેદના અહંકારના સંબંધમાં લખે છે કે તે પોતેજ ખુદા છે એવો અભીમાની વિચાર ધરાવીને અને ખુદાને છાજતું માન પોતાને આપવાને પોતાની પ્રજાને ફરમાવીને તેણે પોતાની મુર્તીઓ બનવાવી, અને રાજ્યના સઘળા ભાગોમાં મોકલી આપી, અને ત્યાંની રૈયતને ફરમાવ્યું કે તેઓએ તેની પૂંજા કરવી. જ્યાં સુધી જમશેદે નારાસ્તીનો માર્ગ અખત્યાર કર્યો ન હતો અને પોતાને ખુદા તરીકે ઓળખાવ્યો ન હતો ત્યાં સુધી તેના રાજ્યમાં આબાદાની હતી, પણ

જે દિવસથી જમશેદે ખુદામાં વિશ્વાસ તજી દીધો અને પોતાનામાંજ વિશ્વાસ રાખવા લાગ્યો ત્યારથી તેની પડતી શરૂ થઇ એમ કહેવામાં આવે છે. એક વખતે તેના દેશમાં એક મોટી રેલ આવી હતી અને તેના દુશ્મન ઝોહાકના હાથે એક મોટી હાર ખાધી. આખરે તે દેશ નાશ પામ્યો હતો. આ વાત કેટલે દરજ્જે ખરી માનવી એ એક મોટો સવાલ છે, કારણ કે જમશેદ નામના અનેક પાદશાહો થઇ ગયા હતા એ સિદ્ધાંત જો આપણે માનીએ તો બનવા જોગ છે કે જે જમશેદ પાદશાહનાં ડહાપણ અને જાહોજલાલીના વખાણ કરવામાં આવે છે અને જેના અહંકાર અને કરૂણાજનક અંત ઉપર ખેદ દર્શાવવામાં આવે છે તે જમશેદ નામના જુદા પાદશાહો હોવા જોઇયે.

## જમશેદના રાજ્યમાં રેલ.

વંદીદાદમાં કહ્યું છે કે જમશેદ પાદશાહને એવી આગાહી થઇ હતી કે તેના દેશમાં એક મોટી રેલ આવશે. આ રેલમાંથી કેમ બચવું તેની સમજણ જમશેદને દાદાર અહુરમઝદે આપી હતી. જમશેદ એક ગુફામાં જઇ રહ્યો હતો. આ રેલની આફતમાંથી બચવાનો અહેવાલ બાઇબલમાં વર્ણવેલા યાહુદીઓના અહેવાલને મળતો આવે છે. યાહુદીઓના "નોહાના આર્ક" ના અહેવાલ પ્રમાણે માણસોને અને ઝાડપાનોને નોહાના આર્ક કે જે એક મોટું વહાણ હતું તેમાં બચાવવામાં આવ્યાં હતાં; જ્યારે જમશેદના વખતમાં માણસોનો બચાવ ગુફામાં ભરાઇ રહેવાથી થયો હતો.

## જમશેદનો કરૂણાજનક અંત.

જમશેદના અંત વિષે તવારીખનવેશોમાં ઘણો મોટો મતભેદ છે અને જુદા જુદા અહેવાલો રજુ થાય છે. (૧) પહેલો અહેવાલ એવો છે કે બેબીલોનીઆનો પાદશાહ ઝરડહાક કે જે સાધારણ રીતે ઝોહાકના નામે ઓળખાય છે તેને જમશેદને લડાઇમાં હરાવ્યો અને "પડતી પર

પચાસ" એ કહેવત પ્રમાણે જમશેદના મિત્રો ઝોહાકને જઇ મળ્યા જેઓમાં એક તો તેનો પોતાનો ભાઇ સ્પીત્યુર હતો. જમશેદ ઝોહાકના હાથમાં કેદ પકડાયો અને સ્પીત્યુરે તેનું ખૂન કીધું (૨) બીજો અહેવાલ હારીઝ "અબ્રુ" પ્રમાણે એવો છે કે જમશેદ પોતાની હાર પછી ખૂદાને તાબે થયો અને એક પહાડના ગુફામાં જઇ રહ્યો અને કુદરતી રીતે મોતને શરણ થયો ત્યાંસુધી તેને ગુફામાં ભાજીપાલા અને પાણી ઉપર નિર્વાહ કર્યો. (૩) ત્રીજો અહેવાલ એવો છે કે જમશેદ પોતાની હાર પછી જાબુલીસ્તાન ન્હાસી ગયો અને ત્યાંના પાદશાહ કોરંગની બેટી સમનનાઝ સાથે તેણે છુપી રીતે લગ્ન કર્યાં. આથી કોરંગ ઘણો ગુસ્સે થયો અને તેને જમશેદને પકડી ઝોહાકને સોંપી દેવાનો વિચાર કર્યો, પણ જમશેદ ન્હાસી ગયો, અને જ્યારે તે જંગલમાં ભટકતો હતો. ત્યારે એક દિવસે ઝોહાકનાં માણસોએ તેને પકડયો અને ઝોહાકે તેને બે પાટીઆં વચ્ચે બાંધી જીવતો વહેરી નાંખ્યો. પોતાના વ્હાલા પતિને આ પ્રમાણે વહેરી નાંખેલો જોઇ સમનનાઝે ઝેર ખાઇ આપઘાત કર્યો.

## જમશેદ પાદશાહની જીંદગી ઉપરથી લેવો જોઇતો બોધ.

જમશેદ નામના અનેક પાદશાહો ઇરાનમાં થઇ ગયા હતા એ અનુમાન જો ખોટું હોય તો આ જે જમશેદ પાદશાહ પોતાના ડહાપણ અને જાહોજલાલી માટે પ્રખ્યાત થયો હતો, તે જમશેદ પાદશાહ પોતાની પાછલી જીંદગીમાં ગર્વિષ્ટ બની ખુદા હોવાનો દાવો કરી આખરે પાછલી જીંદગીમાં નાશ પામ્યો તે વાત ખરી હોય તો એ પાદશાહના કરૂણાજનક અંત ઉપરથી આપણ માણસજાતને ઘણો બોધ લેવો ઘટીત છે. આપણને જે પ્હેલો ધડો લેવાનો છે તે એ કે **માણસે ખુદા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખવો જોઇયે અને અંતઃકરણથી માનવું જોઇયે કે જે સઘળું દુનીઆમાં બને છે તે ખુદાના હોકમથીજ બને છે.** મહાન શેક્સપીઅર વાજબી રીતે કહી ગયો છે કે, "આપણા નસીબને ઘડનાર પરવરદેગાર છે, પછી આપણે ગમે તેવાં અવાત્યાં

મારતાં હોઇયે." "There is a Divinity that shapes our ends, rough hew them how we will." ધર્મની એક મુખ્ય નેમ ખુદા ઉપર મજબુત વિશ્વાસ રાખવાની છે. જમશેદ પાદશાહની જીંદગી ઉપરથી જે બીજો પાઠ શીખવાનો મળે છે તે એ **છે કે માનવી પોતાના કામને માટે જવાબદાર છે અને દુન્યાંની સઘળી ગેરવ્યવસ્થા માણસોના કામોથીજ થાય છે.** અવસ્તામાં જમશેદની બાબતમાં જણાવ્યું છે કે **માણસ પોતાનાં કામો માટે જવાબદાર છે અને દુન્યાંમાં જે જે આફતો વર્ષે છે તે ખુદા તરફની નથી પણ માણસના પોતાના કાર્યોનું પરિણામ છે.** ત્રીજો અને સર્વેથી અગત્યનો પાઠ જમશેદ પાદશાહની જીંદગી ઉપરથી લેવાનો છે તે એ છે કે **માણસ માત્ર એક ઓળા સમાન છે.** માટે માનવીએ, પછી તેની દોલત અને દરજ્જો ગમે તેવો હોય તોપણ, તકોબરી કરવી નહિ. શાહ જમશેદની તકોબરી વિષે વારંવાર બોલવામાં આવે છે, પણ આપણામાં કયાં ઓછી તકોબરી છે? જમશેદ પાદશાહની દોલત અને દરજ્જા કરતાં એક લાખ ઘણી ઓછી દોલત અને દરજ્જો ધરાવનાર આપણા કેટલાક ભાઇઓને જ્યારે આપણે ઉફણાઇ જતા જોઇયે છીયે ત્યારે આપણને ખરેખર તેઓનાં બેઅકલીપણાં ઉપર અફસોસ છુટે છે. તેઓ ભૂલી જાય છે કે મહાન પાદશાહ જમશેદ કે જે હિરા જડીત તખ્ત ઉપર બેસી દુનીઆનો ઇન્સાફ કરતો હતો તે પોતાનું તાજ અને તખ્ત છોડી ચાલી ગયો; જર્મન શહેનશાહતનો માજી કૈસર જે લાખો માણસોનું લશ્કર ધરાવતો હતો અને સેંકડો રાક્ષસી કદનાં દરીઆઇ લડાયક બારકસોનો માલીક હતો તે આજે એવી હાલતમાં પડયો છે કે દુન્યાંમાં થોડાજ માણસો એની હાલતની અદેખાઈ કરે, તો આપણા શેઠીઆઓ જે સ્હેજ દોલતના માલીક થતાં અહંકાર અને તકોબરીમાં ગરકાવ થઇ જાય છે તેઓને પણ એક દિવસ પોતાની દોલત અને દરજ્જો છોડી ચાલ્યા જવું પડશે. પ્રખ્યાત યુનાની કવી પીન્ડાર વાજબી રીતે કહે છે કે **"માણસ પછી તે મોટો કે નાનો હોય, એક ઓળા અથવા એક સ્વપ્ના જેવો છે."**

"What are we, great or lowly? Creatures of a day. Man's but a phantom dream."

હાલનાં જમાનાનાં સુધારા વધારાનાં પ્રતાપે ઈરાન દેશ તરફનો આપણો માર્ગ રેલવે વગેરે સાંધનોથી સહેલો થઇ પડશે એમાં કશો શક નથી. પરંતુ એ તકનો લાભ હમદીન જરથોસ્તીઓ લેશે કે, અને મોટી સંખ્યામાં ઇરાંન દેશમાં જઇ વસ્વાત કરી ત્યાંની જાહોજલાલી નવેસરથી સ્થાપીત કરશે કે, એ આપણે જાણુતા નથી. આપણે અફસોસ સાથે જોઇયે છીયે કે જ્યારે એક હાથ ઉપર માદરવતન ઇરાનનાં હુનર ઉદયોગને ખીળવવાની, ત્યાં જઇ વસવાની, અને ત્યાંનાં જરથોસ્તીઓની હાલત સુધારવાની વાતો થાય છે ત્યારે બીજા હાથ ઉપર જુદદીન લગ્નોનાં નાદ સંભળાય છે. આપણે દરેક જરથોસ્તી ખરાં જીગરથી ઇચ્છીશું કે આપણી કોમમાં ખરો જરથોસ્તી જુસ્સો ઉત્તપન્ન થાય, આપણે આપણા મ્હાન કદીમ ન્યાગાનોને પગલે ચાલી આપણાં બુલંદ પવિત્ર જરથોસ્તી મઝહબ તરફ જાનફેશાંની કરતાં શીખ્યે, આપણા મ્હાન પેગમ્બર વક્ષુરે વક્ષુરાંન સ્પીતામા ઝરથુસ્ત્ર સાહેબનાં સઘળાં શિક્ષણો પ્રમાણે ચાલવાને દૃઢ નિશ્ચય કર્યે; આપણે સદાકાળ યાદ રાખ્યે કે આપણે જરથોસ્તીઓ છીયે, આપણે જેહાન સરફરાઝ જમશેદ પાદશાહનાં નબીરાઓ છીયે, આપણે નોશીરવાને આદેલની તોખમનાં છીયે, આપણે જેહાં પ્હેલવાન રૂસ્તમની ઓલાદના છીયે. વળી આપણે જરથોસ્તીઓ દોઆ ગુજાર્યે કે આપણી નાની મુંઠીભર પારસી કોમ ઉપર તે પાક દાદગર દાદાર અહુરમઝદ સદાકાળ રહેમની નઝરે જુવે, પવિત્ર સ્પીતામા ઝરથુસ્ત્ર સાહેબનું રૂવ સદાકાળ આપણી નેગેહબાની કરે, અને બ્હેસ્ત મુંકામમાં વાસો કરનારા અમેશાસ્પંદો, યઝદો અને અષો ફરોહરો આપણી પારસી કોમની સદાકાળ પાસબાની કરી તેને વૃદ્ધિનાં માર્ગ તરફ વધુ અને વધુ આગળ વધારે!

# અરદેશર બાબેગાન—સાસાન્યન શેહેનશાહતનો સ્થાપક.

## સજીવન થયલો માઝદયસ્ની મઝહબ.

જે પાદશાહે પાર્થીઅન વંશનાં જમાનાની અનેક હાડમારીઓ અને આફતો પછી બુલંદ જરથોસ્તી મઝહબને સજીવન કર્યો હતો તે મહાન પાદશાહ અરદેશર બાબેગાન હતો. તેને અનેક નવાં આતષ-કદેહો પર્થાવ્યાં હતાં. આ આલા દરજજાનો પાદશાહ પ્રખ્યાત સાસાન્યન વંશનો સ્થાપક હતો. પાદશાહનો ખેતાબ ધારણ કરવામાં એની મતલબ કાંઇ દુન્યાં સમક્ષ મોટાઇ રજુ કરવાની યા તો પોતાની દુન્યવી અભિલાષાઓ તૃપ્ત કરવાની ન હતી, પરંતુ માણુસ જાત પ્રત્યેની પોતાની ફરજો ઘણી અચ્છી રીતે બજા લાવવાની હતી. શહેનશાહનો ઇલ્કાબ ધારણ કરી ઇરાન દેશને તેની અસલ જાહોજલાલી ભોગવતો કરવાની અને માઝદયસ્ની દીનને નવેસરથી સજીવન કરી તેની કિર્તીમાં સંગીન ઉમેરો કરવાની તેની ખાસ નેમ હતી. આ બાબદમાં પ્રખ્યાત તવારીખનવેશ ગીબન વાજબી રીતે કહે છે કે—"But these pompous titles instead of gratifying the vanity of the Persian, served only to admonish him of his duty, and to influence in his soul, the ambition of restoring in their full grandeur the religion and empire of Cyrus."

અરદેશર બાબેગાન અને તેનાં વંશનાં બીજા પાદશાહોને રોમન લોકો સાથે ઘણી ખુનખાર લડાઇઓમાં ઉતરવું પડયું હતું. સીકંદરે (Alexander the Great) એ ઇરાન દેશ તાબે કર્યા પછી

તે મુંલકનો સમૂળગો નાશ કરી તેના અમીર ઉમરાવોને પણ ઠાર કરવાનો ઠરાવ કર્યો હતો, પણ ઇરાંન દેશનાં સારાં નસીબે પ્રખ્યાત યુનાંની ફીલસુફ ઍરીસ્ટોટલ વચ્ચે પડયો અને એવી જફા ગુજારતાં સીકંદરને અટકાવ્યો. પણ સીકંદરની આ ફત્તેહથી જરથોસ્તી મઝહબને એક જબુન ફટકો પડયો હતો. આર્બેલા અને બીજી લડાઇઓમાં સીકંદરે ઇરાંનીઓને હરાવી બુલંદ માઝદયસ્ની મઝહબને એવો તો કારી ઘા કર્યો હતો કે તેની અસરથી એ મઝહબ લાંબી મુંદત સુધી પાછો ટટાર થઇ શકયો નહતો. પાર્થીઅન વંશનો વલખશ નામનો રાજકર્તા એક ધર્મગુરૂ હતો જેને જરથોસ્તી દીનને સજીવન કરવાને લગતી કાંઇક કોશેષ કરી હતી, પણ એ કદીમ દીનને નવેસરથી જાગ્રત કરવાનું અને તેમાં નવું જોમ અને જોશ આમેજ કરવાનું મોટેબર કામ તો અરદેશર બાબેગાનને માટેજ નિર્માણ થયલું હતું.

## દસ્તુર તોસર અથવા તનસર કોણ હતો?

દીન અને રાજ્યને એકત્ર કરવાનાં આ મ્હાપ્રતાપી કાર્યમાં દસ્તુર તોસર અથવા તનસરે અરદેશરને ઘણી મદદ કરી હતી. તનસર પ્રથમ એક નાના રાજ્યનો રાજકર્તા હતો, પણ તેને જરથોસ્તી દીન તરફની પોતાની ફીદાગીરીને સબબે પોતાનું રાજપાત પણ તજી દીધું અને જરથોસ્તી મઝહબને લગતાં પુસ્તકો એકઠાં કરવાનું કામ માંથે ઉઠાવ્યું અને તેમ કરી અરદેશર બાબેગાનને ધર્મ સજીવન કરવામાં કિંમતી મદદ આપી. તેનાં કામની વિગત તબરીસ્તાનના એક પાદશાહ ઉપર તેણે લખેલા એક પત્ર ઉપરથી મળી આવે છે. કે જે પત્રનો એક ટુંક સાર પ્રખ્યાત તવારીખનવેશ માસુદીએ આપ્યો છે. સારે નસીબે તે આખો કાગળ થોડાંક વર્ષ થયાં રોશ્નીમાં આવ્યો છે. આ કાગળ પ્રથમ પહેલવી ભાષામાં લખાયલો હતો, પણ પાછળથી તેનો અરેબીક ભાષામાં તરજુમો કરવામાં આવ્યો હતો. પ્રોફેસર દાર્મસ્ટેટર આ

પત્રને ભારે અગત્યતા ધરાવનારો લેખેછે. અરદેશર બાબેગાનને મદદ કરનાર તનસર માસુદીનાં જણાવ્યા મુંજબ પ્લેટો અને સૉક્રેટીસની પંથ (School of Thought) નો હતો.

## અરદેશરે કરેલા સંગીન સુધારા વધારા.

તનસરનો મજકુર પત્ર ઘણો અગત્યનો છે તેનું કારણ એ છે કે તેમાં જે સંગીન સુધારા વધારા અરદેશર બાબેગાને ઇરાંન મધે કર્યાં હતા તે દર્શાવવામાં આવ્યા છે, કે જેનાં ઇશારા શાહનામાં મધે પણ કરવામાં આવ્યા છે. અરદેશર બાબેગાને અર્દવાન ઉપરાંત બીજાં ૯૦ નાનાં રાજ્યોને તાબે કર્યાં હતાં. તબરીસ્તાનનાં પાદશાહ જસનસ્ફશાહ ઉપર તનસરે જે પત્ર લખ્યો હતો તેની શરૂઆતમાં તેને પોતા માટે કેટલોક ખુલાસો કર્યો હતો, અને ત્યાર પછી જસનસ્ફશાહને અરજ કરી હતી કે તેણે અરદેશર બાબેગાનને તાબે થવું, કારણ કે તેમ કરવામાંજ તેની સલામતી તેમજ સ્વાર્થનો સમાવેશ થયલો હતો. વધુમાં તનસરે અરદેશરની કારકિર્દીનો અને તેને કરવા ધારેલા સુધારા વધારાનો બચાવ કર્યો હતો. અરદેસર બાબેગાને ધંધાદારીઓને નીચલા ચાર વર્ગોમાં વ્હેંચી નાંખ્યા હતા:—(૧) ધર્મગુરૂઓ ; (૨) લડવૈયાઓ; (૩) ગ્રંથકારો ; અને (૪) વેપારીઓ તથા કારીગરો. આ પ્રમાણે ધંધાદારીઓનાં ચાર વર્ગો કરવામાં આ પાદશાહની મતલબ એવી હતી કે એક ધંધાદારી બીજાના ધંધા ઉપર ત્રાપ મારે નહિં. વળી પાદશાહ અરદેશરે દરેક માનવીને ફરમાવ્યું હતું કે જે ધંધાને માટે તેને પરવરદેગારે સરજ્યો હોય તેજ ધંધાને તેને વળગી રહેવું. જે પ્રમાણે અરદેશરે ધંધાદારીઓનાં ચાર વર્ગ કર્યાં હતા તેજ પ્રમાણે તેણે પોતાનાં મુલકનાં પણ ચાર વિભાગ કર્યાં હતા :—(૧) તુર્કસ્તાન. ; (૨) રૂમનાં મુંલકની અધવચથી કોહતા મુંલક સુધી ; (૩) બરબરીનાં મુંલકથી તે હિંન્દુસ્તાંન સુધી અને (૪) પારસનો મુંલક એટલે કે ખુદ ઇરાંન. આ મ્હાન પાદશાહે ઘણાએક મુંલકો જીતી લીધા હતા,

અને જ્યાં સઘળું વેરાન અને ગેરવ્યવસ્થા ભર્યું હતું ત્યાં સમાધાની અને આબાદી ફેળાવી હતી. વળી જે મોટા સુધારા વધારા કરતાં જમાનાંઓ લાગે તેજ સુધારા વધારા અરદેશર બાબેગાને માત્ર ચઉદ વર્ષની ટુંક મુદતમાં કર્યા હતા, અને પોતાનાં રાજઅમલ દરમ્યાંન જે સીકકાઓ વપડાશમાં હતાં તે ઉપર પોતાને એક માઝદયસ્નાન તરીકે બાપોકાર જાહેર કર્યો હતો.

---

# ઈરાની જશનોની મહત્વતા.

જરથોસ્તીઓમાં હાલના જમાનામાં જશનો કરવાનો જે રેવાજ છે તે રેવાજ ઘણોજ કદીમ છે. તે રેવાજ સેંકડો બલકે હજારો વર્ષોની વાત ઉપર ખૂદ અવસ્તા જમાનામાં બરપા થવા પામ્યો હતો. અને હજી પણ તે પોતાની અસલ જાહોજલાલી અને મહત્વતા જાળવી રાખી શકયો છે. 'જશન' શબ્દનો અર્થ પરવરદેગારની આરાધના કરવી તથા સ્તુતી કરવી એવો થાય છે તે સારી રવેશે સૌને રોશન છે. એ શબ્દનો બીજો અર્થ સાથે મળી ચાશણી કરવી એમ પણ થાય છે. આ બન્ને અર્થો જો ભેગા લઇયે તો તેનો ભાવાર્થ એવો થાય છે કે સંખ્યાબંધ માણુસો ભેગાં મળી પરવરદેગારની સેતાયશ કરી સાથે ચાશણી કરે. એકાદ પવિત્ર દીવસે એક શહેરનાં કે ગામનાં લોકો ભેગાં મળે અને તે દીવસને તહેવાર તરીકે પાળે તેમજ પરવરદેગારની યાદ અને સ્તુતી કરવામાં તે દીવસનો મોટો ભાગ ગાળે તેમજ સઘળાંઓ ખુશીખુરમીમાં તે દીવસ ગુજારી એક બીજા પ્રત્યેની મિત્રાચારી અને ભાઇબંધીમાં વધારો કરે એવી મતલબ જશન શબ્દમાં સમાયેલી માલમ પડે છે, દુન્યાંની તમામ પ્રજાઓમાં પુર્વ ભણીની તેમજ પશ્ચીમ ભણીની. અસલની તેમજ હાલની, સુધરેલી તેમજ અભણ, એવી દરેક પ્રજા વરસના અમુક દીવસોને ધાર્મિક તહેવારો ગણી જશનો કરે છે. અસલનાં યાહુદીઓ, ઇજીપશ્યનો, રોમનો, યુનાનીઓ, હિન્દુઓ, ઇસ્લામીઓ અને ખ્રીસ્તીઓ આપણા જશનોની ગાફકજ પોતાનાં તહેવારો ઉજવતા હતા. અને તેઓનાં વંશો આજે પણ તે પાળે છે. ધાર્મિક ભકિતભાવ ચાલુ રાખવાને તેમજ વધારવાને જશનો બહુ ઉપયોગી થઇ પડે છે. અસલી ઇરાની જરથોસ્તીઓ જે જશનો ઉજવતા હતા તેની સંપુર્ણ ટીપ આપણા મહઝબી સાહિત્યમાંથી મળી આવતી નથી. જે ટીપ મળે છે તે માત્ર મુસલમાન લેખકોનાં

ગ્રંથોમાં મળે છે. જરથોસ્તીઓનાં કોઈક ફારસી પહેલવીનાં ગ્રંથોમાં જેવા કે રેવાયતનાં ગ્રંથમાં આપણાં કેટલાંએક જશનોની કાંઈક હકીકત આપી છે; પણ તે જશનો ક્યાં હતાં અને તે અમુક ધાર્મિક પ્રસંગો ઉપર શું કરવામાં આવતું હતું તેની કશી નોંધ મળતી નથી. એક ફારસી પુસ્તકમાં આપણા જશનોને લગતી કેટલીક હકીકતો મળે છે જે આ પ્રમાણે છે:—

## જશનોને લગતી હકીકત.

**(૧) નવરૂઝ**—એ જશન ફરવરદીન મહીનો ને હોરમઝદ રોજે કરવામાં આવતું હતું અને તે કૈખશરૂ પાદશાહનાં વખતથી યઝદેઝર્દ શહેરીયારનાં વખત સુધી ચાલુ હતું.

**(૨) ફરવરદેગાન પંજેવેહ**—આ જશન ગાથાનાં પાંચ દીવસો કરવામાં આવતું હતું. એ દીવસો માટે એવું ફરમાવવામાં આવ્યું હતું કે તે દીવસો બંદગીમાં ગુજારવા, કામકાજથી ફારેગ રહેવું અને સખાવત કરવી.

**(૩) નવરૂઝે આમ** અથવા **નવરૂઝે કુચક**—ગાથાનાં પાંચ દાહડા પછીનાં હોરમઝદ રોજને આ નામ આપવામાં આવ્યું હતું કે જેને આજનાં જમાનાંમાં આપણે 'પટેટી' ને નામે ઓળખ્યે છીયે. હાલમાં આપણે ગાથાના છેલ્લા દીવસને નવરૂઝ કહ્યે છીયે.

**(૪) નવરૂઝે ખાસ**—ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજ (ખોરદાદ સાલ) એ દીવસે પણ જશન થતું.

**(૫) અસફનદારમદ મહીનો ને અસફનદારમદ રોજ**—એ પણ જશનનો દીવસ ગણાતો.

**(૬) જશને આબાનગાહ**—આવાં મહીનો ને આવાં રોજ, આપણે જેને આવાં યઝદનાં પરબ તરીકે ઉજવ્યે છીયે તે. એ દીવસે જશન કરવામાં આવતું હતું અને લોકો પાણીમાં નાહવા ઉતરતાં હતાં.

**(૭) જશને આબરીજાન** અથવા **નવરૂઝે તબરી**—તીર રોજ અને તીર મહીનો-તીરનગાનનું જશન. એવું કહેવામાં આવે છે કે એક વેળા સાત વરસની લાંબી મુદત સુધી વરસાદ બીલકુલ પડયો ન હતો. તે વેળાએ લોકોએ આ દીવસે વરસાદને માટે દુવા ગુજારી અને તુર્તજ વરસાદ પડયો. માટે એ દીવસે હમેશાં જશન કરવામાં આવે છે.

**(૮) મહેરંગાન**—મહેર મહીનો અને મહેર રોજ, એને "જશને ફ્રેદુન" પણ કહેતા હતા કારણ કે એ દીવસે ફ્રેદુને ઝોહાકને કેદ કીધો હતો.

**(૯) મહેરંગાને આમ**—મહેર મહીનો અને રામ રોજ. ઝોહાકને કેદ કીધા પછીનો પાંચમો દીવસ કે જે દીવસે પાદશાહ ફ્રેદુન ગાદી ઉપર બેઠો હતો.

**(૧૦) જશને મજાન**—શહેરેવર મહીનો અને રશ્ને રોજ. એ જશનને "મજાને નખુસ્તીન" એટલે પહેલું મજાન કહે છે. બીજું મજાનનું જશન મહેર મહીનો ને હોરમઝદ રોજે પડે છે. મજાન શબ્દનો અર્થ પાનખર રૂતુ થાય છે. બીજા મજાનનાં જશન વેળા ખેતીકારો કાપણી પુરી કરી રહે છે.

**(૧૧) જશને બર્જબ**—દએ મહીનો અને સરોશ રોજ. એ જશન વીષે ઉપર જણાવેલી ફારસી કેતાબમાં કશી હકીકત આપી નથી.

**(૧૨) જશને રકુક-અલ-કુસજ**—આદર મહીનો અને હોરમઝદ રોજ.

**(૧૩) બહમન ચે**—બહમન મહીનો ને બહમન રોજ, જેને આપણે બહમન્યાંનું પરબ કહી છીયે.

**(૧૪) જશને સદેહ**—બહમન મહીનો અને આવાં રોજ.

**(૧૫) જશને બાદબરે**—બહમન મહીનો અને ગોવાદ રોજ.

## જુદા જુદા પ્રકારનાં જશનો.

જશનો ઘણુંખરાં ત્રણ પ્રકારનાં હોય છે:—

(૧) મોહસમનાં (seasonal)

(૨) કોઈ તવારીખી બનાવની યાદનાં (Historical)

(૩) ગુજરેલાંઓની યાદનાં (Ancestral.)

અસલનાં જમાનામાં મોસમનાં જશનોની મહત્વતા ઘણી હતી. તેઓ સામાન્ય પ્રજાનાં જશનો તરીકે જણાતાં હતાં. એવાં જશનોમાં આખી અનજુમન ભાગ લેતી હતી. જશનો પ્રથમમાં રૂતુનાં જશનો હતાં તેની સાબેતી કેટલાંક જશનોનાં દીવસોનાં નામ ઉપરથી મળી આવે છે. દાખલા તરીકે ગહંબારનાં નામોમાં રૂતુ સાથ સંબંધ ધરાવતા અર્થો સમાયલા છે. ઉપર જણાવેલા પંદર જશનોમાંનાં કેટલાંક આપણને જાણીતાં છે, જ્યારે બાકીનાં વીષે આપણે કાંઇ પણ જાણતા નથી—બલકે તેઓનાં નામો પણ આપણને સાંભળવામાં આવ્યાં નથી હાલમાં આપણામાં જશનોનાં દીંગામો વધી ગયા છે. આતપબહેરામો અને આતષ આદરાનોની સાલગ્રેહનાં જશનો થાય છે. કોઇ ખાતું નવું ઉભું કરવામાં આવે છે તો જશન કરવામાં આવે છે. ઘર નવું બંધાય છે યા દુકાન નવી ખોલવામાં આવે છે તો ત્યાં પણ જશન કરવામાં આવે છે. કપડાં ધોવાની વૉશીંગ કંપની ખોલવામાં આવે છે તો ત્યાં પણ જશન થાય છે. નવી દારૂની દુકાન ઉંઘાડવામાં આવે છે તો જશન થાય છે. ના, એટલુંજ નહીં, પણ જુગાર રમવાને માટે કલબ ઉભી કરવામાં આવે છે તો તે પણ જશનની પવિત્ર ક્રિયા સાથે કરવામાં આવે છે. અલબતાં, આ જશનો ખાનગી થાય છે, તેઓ સાથ પ્રજાને કાંઇ પણ નીસબત યા સંબંધ હોતો નથી; પરંતુ જશનની અતિ પવિત્ર અને બુલંદ ક્રિયાને ઘણી સાધારણ કરી નાખવાથી તેની મહત્વતામાં ઘણો ઘટાડો થાય છે અને જશનો કરવાની મૂળ મતલબ ઉંધી વળી જાય છે.

## જશન કરવાની મતલબ.

જશનો કરવામાં સર્વેથી પહેલી નેમ તે પાક કીરતાર તરફ આભારની લાગણી પ્રદર્શીત કરવાને લગતી છે. તેના માટે તે કીરતારની ન્યામતો, ફૂલ, ફળફળાદી, દુધ, પાણી, આતશ વીગેરે રજુ કરી પરવરની સ્તુતી કરવાની છે. સર્વથી પહેલાં જશનો મોસમનાં હતાં કારણ કે માણસ પોતાની અસલી હાલતમાં કુદરત સાથે સર્વેથી વધારે સંબંધમાં આવતો અને જ્યારે મોસમોનાં બદલાવા સાથે અન્ન, ફૂલ અને ફળફળાદી તૈયાર થતાં જોતો ત્યારે તે ખુશ થતો, અને તે પાક પરવરદેગારનો આભાર માનવાને જશન કરતો હતો. તેમ કરતાં મોસમની પહેલી પેદાયશ જેને આપણે 'મેજ' કહીએ છીયે તે રજુ કરતો. આપણાં જશનોમાં જે ભણતર આપણે ભણ્યે છીયે તે પાક પરવરદેગારે આપણી ઉપર કરેલા અનેક ઉપકારોને માટે તેની એક જાતની સ્તુતી, એક જાતની બંદગી, એક જાતની આપણાં અહેશાનની નીશાન છે. મોસમનાં જશનોમાં આમેજ કરેલાં ફૂલ, ફળફળાદી અને બીજી વસ્તુઓ દાદાર અહુરમઝદ તરફની આપણી લાગણી બતાવી આપે છે.

અસલ ઇરાંનમાં જમશેદી નવરોઝને દીવસે ઘરના એક સારા સ્વચ્છ ભાગમાં એક સુફરો બીછાવવામાં આવતો હતો. ત્યાં તે મોસમનાં સઘળાં ફૂલ, ફળફળાદી હાજર કરવામાં આવતાં હતાં અને ત્યાં આગળ એક ચેરાગ રોશન કરવામાં આવતો હતો તેમજ આતશ ઉપર લોબાન બાળવામાં આવતું હતું.

જશનોની બીજી મૂળ મતલબ ભાઇબંધી અને મિત્રાચારી વધારવાની છે. હીરોડોતસ કહે છે કે "અસલનાં ઇરાંની જરથોસ્તીઓ જયારે બંદગી કરતાં હતાં ત્યારે માત્ર પોતાનેજ માટે ભલી દોઆ માગતાં હતાં નહી, પણ પોતાની ઉપર રાજકર્તા પાદશાહ અને તે સાથે પોતાની આખી કોમ બલકે તમામ માણુસજાત માટે દોઆ ગુજારતા હતા. હાલનાં જમાનામાં આપણે જોઇયે છીયે કે યુરોપ અને અમેરીકાનાં સુધરેલા દેશોમાં Socialismના એ

ઘણું જોર પકડયું છે. સોશ્યાલીસ્ટોનું કહેવું એવું છે કે ગંજાવર દોલત થોડાંક માણસોનાં હાથમાં એકઠી થવી ન જોઇયે, પણ આખી પ્રજાનો તે ઉપર હક રહેવો જોઇયે. પરંતુ જરથોસ્તી મઝહબ તો અસલવારેથી સોશ્યાલીઝમ શીખવે છે. તેમાં ઠેકાણે ઠેકાણે જણાવવામાં આવ્યું છે કે તવંગરોએ પોતાની દોલત ઉપર પોતાનાં ગરીબ ભાઇબંધોનો હક સમજવો જોઇયે. સઘળા જરથોસ્તીઓને ફરમાવવામાં આવ્યું છે કે જશન કરતી વેળાએ સખાવત કરવી, ગરીબોને પૈસાની મદદ કરવી, ભુખ્યાંઓને જમાડવાં, અને વસ્ત્ર વગરનાંઓને વસ્ત્રો પુરાં પાડવાં.

## જશનમાં ખાણી પીણી.

જશનોનાં સંબંધમાં જે ખાણીપીણી થાય છે તે સાથે કેટલાએક ધાર્મિક વિચારો જોડાયલા હોય છે. એ જશનો ખુશીખુરમીનાં અવસરો છે તે ખરી વાત છે, છતાં પણ તેઓની મૂળ મતલબ તો ધાર્મિક વિચારો અને ધાર્મિક લાગણી પેદા કરવાની છે. એટલાં માટે આગલા જમાનાઓમાં એ જશનનાં ખાણાં ગંભીર ચુપકીદી સાથે થતાં હતાં. દરેક જન બનતા લગી મુંગે મોઢે જમતું હતું. પણ હાલમાં આપણા જોવામાં શું આવે છે? ગંભીર ચુપકીદીને બદલે ગડબડ ઘોંઘાટ, તાહરીમાહરી, અને કોઇક વેળા તો ભાંડ ભાપા. જશનનાં ખાણાંઓ ગંભીરજ હોવાં જોઇયે એટલુંજ નહીં પણ ત્યાં મીતાહારીપણું જળવાવું જોઇયે. દલગીરી સાથે કહેવું પડે છે કે હાલનાં કેટલાંક જશનનાં ખાણાં ઉપર મીતાહારીપણું જોવામાં આવતું નથી, તેને બદલે શરાબના શીશાઓ એક પછી એક ખાલી થાય છે અને તે ખાલી કરનારની હાલત અતિશય કબસ થઈ પડે છે. અસલનાં ઈરાંનીઓમાં ખાણાં વખતે કાંઈપણ બોલવાની મના હતી; ઘણી જરૂર પડે તો બાજમાં બોલી ખાવા ફરમાવ્યું હતું.

આપણાં જશનોની હકીકત ઉપર જણાવ્યું છે તેમ, આપણને મુસલમીન ગ્રંથોમાં મળે છે. 'આઇને અકબરી' જેમાં મોગલ શહેનશાહ

અકબરને લગતી તમામ હકીકત સમાયલી છે તેમાં જણાવવામાં આવ્યું છે કે અકબર પાદશાહે પોતે બરપા કરેલા 'દીને એલાહી' નામના નવા ધર્મમાં નીચલાં ઈરાની જશનો દાખલ કર્યાં હતાં:—

નવરોઝ, ફ્રરવરદેગાનનું જશન, અરદીબહેસ્ત મહીનાનું જશન, ખોરદાદ મહીનાનું જશન, તીરંગાનનું જશન, અમરદાદ મહીનાનું જશન, શહેરેવર મહીનાનું જશન, મહેરંગાનનું જશન, આવાં અરદવીસુરનું જશન, આદર મહીનાનું જશન.

આલવીરૂની પોતાનાં લખાણોમાં સાડત્રીસ ઈરાંની જશનોનું વર્ણન આપે છે જયારે માસુદી નીચળાં પાંચ જશનોનું બ્યાન કરે છે:—

(૧) નવરોઝ, ફ્રરવરદીન મહીનો અને અહુરમઝદ રોજ.

(૨) મહેરંગાન, મહેર મહીનો અને મહેર રોજ.

(૩) આદરગાન, આદર મહીનો અને આદર રોજ.

(૪) આવાનગાહ, આવાં મહીનો ને આવાં રોજ.

(૫) કૌસજ, આદર મહીનો અને અહુરમઝદ રોજ.

મીરખુંદ જમશેદી નવરોઝનું વર્ણન કરે છે. સઘળા ઇસ્લામી ગ્રંથકર્તાઓમાં ફીરદોસી કુદરતી રીતે ઘણો વખાણાયલો અને માન પામેલો છે. તે ત્રણ જશનો માટે અનેક જગ્યે બોલે છે:—

(૧) જમશેદી નવરોઝ.

(૨) મહેરંગાન.

(૩) જશને સદેહ.

દબેહસ્તાનનો તરજુમો કરનાર મૉ૦ ત્રોવર જશને સદેહને માટે કહે છે કે એ દીવસે શહેરમાં તથા ખેતરોમાં એક મોટો આતષ સળગાવવામાં આવતો હતો. જાણીતા ઇસલામી લેખક તબરી તરફથી માત્ર એકજ જશન

વિષે એશારો કરવામાં આવ્યો છે અને તે જમશેદી નવરોઝ છે. સઘળા ઇરાંની જશનોમાં જમશેદી નવરોઝ સર્વેથી વધુ પ્રખ્યાત છે, કારણ કે એ દીવસને ઇસલામીઓ પણ પવિત્ર ગણતા હતા અને ગણે છે. એ અગત્યના જશન વીષે પ્રખ્યાત અંગ્રેજ તવારીખનવેશ સર જૉન માલકમ પોતાની ઇરાંની તવારીખમાં ખાસ વર્ણન આપે છે. તે જણાવે છે કે પાદશાહ જમશેદે સુર્યની ચાલ પ્રમાણેનાં વરસની ગણત્રી દાખલ કરીને જે દીવસે સુર્ય મેષ રાશીમાં દાખલ થાય તે દીવસને વરસનો પહેલો દીવસ ગણ્યો અને તે દીવસને એક મોટાં જશનનાં દીવસ તરીકે પાળ્યો. કેટલાએક ગ્રંથકારો પ્રમાણે ખુદાતાલાએ જમશેદી નવરોઝને દીવસે પોતાની પેદાયશો પેદા કરવાની શરૂઆત કરી હતી. બીજા કેટલાક ગ્રંથકારો જણાવે છે કે એ દીવસને ખાસ અગત્યનો એ કારણથી ગણવામાં આવે છે કે એ દીવસે શાહ જમશેદ પરસીપોલીસ અથવા તખ્તે જમશેદનો મહેલ બાંધી તેમાં દાખલ થયો હતો. આ તરેહવાર અનુમાનો છે, જેમાંનું ખરૂં કયું અને ખોટું કયું તે કહેવું મુશકેલ છે. જે બીના વધુ સંભવીત લાગે છે તે એ છે કે જમશેદી નવરોઝનો દીવસ "બાહાર" મોસમનો યાને વસંત રૂતુનો દીવસ છે કે જે દીવસથી સ્યાળો ખતમ થાય છે અને બાહારની ખુશનુંમાં મોસમની શરૂઆત થાયછે. રીવાજ પ્રમાણે એ દીવસે પાદશાહ પોતાનાં લશકર તથા દરબારીઓ સાથે શહેરની બહાર કુચ કરતો હતો અને ઘણા દબદબાથી છાવણીમાં રહેતો હતો. દીવસની શરૂઆતમાં લશકરની કવાયદ લેવામાં આવતી હતી; તે બાદ પ્રગણાઓ અને શહેરોના હાકેમો તખ્ત આગળ આવી કુર્નીશ કરી નઝરાણું ભેટ કરતા હતા. પાદશાહ ઘણાએક દીવસો છાવણીમાંજ એશઆરામ અને મોજમઝાહમાં ગુજારતો હતો. વળી દીવસે દરબારીઓને તેમજ મોટા અમલદારોને ખલતની ( Robe of honour ) ની બક્ષેસ કરતો હતો. મીત્રો એક બીજા ઉપર ભેટ સોગાટ મોકલતા, અને ઇસલામી રેવાજ મુંજબ બગલગીરી કરતા. આ તહેવાર લગભગ એક અઠવાડીયું સુધી પાળવામાં આવતો હતો, જો કે મુખ્ય દીવસ

તો પહેલોજ દીવસ હતો. શહેનશાહ તરફનાં દરબારને લગતાં અગત્યનાં ફરમાંનો એ દીવસે ખાસ બહાર પાડવામાં આવતાં હતાં. ધર્મના ઝનુનને લીધે મુસલીમ પાદશાહોએ ઘણુંએક અસલી ઇરાંની જરથોશ્તીઓનાં રેવાજો નાબુદ કરી નાખ્યા હતા. પણ જમશેદી નવરોઝનાં તહેવારને તેઓ નાબુદ કરી શક્યા નહિં. તેનું કારણ એજ હતું કે એ તહેવાર જેટલો જરથોશ્તી ઇરાંનીઓને વહાલો હતો તેટલોજ તે મુસલીમ ઇરાનીઓનો પણ માનીતો હતો. વળી ધર્મનાં ઝનુનને લીધે પાછળથી મુસલીમ ઇરાંનીઓએ જમશેદી નવરોઝનો તહેવાર પાળવાનું એવું કારણ બતાવ્યું હતું કે એ દીવસે તેઓનો ખલીફ અલી ખલીફાત ઉપર આવ્યો હતો.

---

# અસલનાં જમાનાની ઈરાંનો બાનુઓ.

ઇંગ્લાંડમાં હજી તો માત્ર થોડાંજ વર્ષની વાત ઉપર ત્યાંની સ્ત્રીઓએ એવી જીક્કર ઉભી કરી હતી કે પુરૂષોનો અને સ્ત્રીઓનો સમાન દરજ્જો હોવો જોઇયે. પોતાની એ માન્યતાનાં ટેકામાં તેઓએ તરેહવાર જાતનાં તોફાનો, તેમજ સત્યાગ્રહ પણ કર્યો હતો. વળી તેઓએ પોતાની નેમ પાર પાડવા માટે બ્રીટીશ પારલામેંટનાં આગેવાન સભાસદો ઉપર હુમલાઓ કરી પોલીસનાં હાથે માર ખાઇ, કેદખાનું પણ ભોગવ્યું હતું. ઉપરાંત બીજા અનેક જાતી ભોગો આપી આયંદેહ ફ-તેહ મેળવી હતી. આ માત્ર હાલની વાત છે ત્યારે આપણાં જરથોસ્તી નર નારીઓ તો છેક અસલના અવસ્તા જમાનાંથી સમાન દરજ્જો ભોગવતાં આવ્યાં છે. વિદ્વાન ડૉ૦ ગાઇગર જેના "Civilisation of the Ancient Iranians" નો તરજુમો આપણા કાબેલ દસ્તુર ડૉ. દારાબ પેશોતન સંજાણાએ કર્યો છે તે યુરોપ્યન વિદ્વાન જણાવે છે કે "અવસ્તામાં બંને સ્ત્રીઓ તથા પુરૂષો એક સરખો હક ભોગવતાં હતાં અને તેઓનાં હકો વચ્ચે કાંઇ પણ તફાવત હતો નહિં."

અસલનાં ઇરાનમાં બાનુઓ શું દરજ્જો ધરાવતાં હતાં તે વિષે કશો પણ શક યા સંદેહ રહ્યો નથી. જરથોસ્તી ધર્મ પુસ્તકો પ્રમાણે અસલનાં ઇરાંની બાનુઓ મંડળીમાં ઘણોજ ઉંચ દરજ્જો ભોગવતાં હતાં. એનાં એક દાખલા તરીકે સર જૉન માલકમ તવારીખનાં પોતાનાં પુસ્તકનાં પ્હેલાં વૉલ્યુમમાં કહે છે કે "અસલનાં વખતમાં ઇરાનની બાનુઓ મંડળીમાં માનભરી જગ્યા ધરાવતી હતી, અને જરથોસ્ત પયગમ્બરનાં ફરમાનથી સ્ત્રી જાતીને મરદનાં જેટલોજ યાને કે જે સમાન દરજ્જો આપવામાં આવ્યો છે તે એ પયગમ્બરનાં વખતની આગમજ હસ્તીમાં હતો." આ અનુમાનને

ડૉ૦ વૅસ્ટ અને ડૉ૦ હાઉગ પણ ધરખમ ટેકો આપે છે. ડૉ૦ વૅસ્ટ પોતાની પેહેલવી ટેક્ષ્તનાં પ્હેલાં વૉલ્યુમમાં કહે છે કે "એક માઝદયસ્નાન ઑરત પુર્વ તરફનો બીજો કોઈ પણ ધર્મ ફરમાવે તેનાં કરતાં વધુ ચઢયાતો દરજ્જો ધરાવતી હતી." ડૉ૦ હાઉગે પારસી લૉ કમીશનને લખી જણાવ્યું હતું કે અસલનાં વખતમાં સ્ત્રી જાતીનો દરજ્જો હાલનાં કરતાં વધારે ચઢયાતો હતો. પ્રખ્યાત યુરોપ્યન વિદ્વાંનોએ જે ઉપર ટાંકેલાં મતો આપ્યાં છે તેને ટેકો આપનારા ઘણાંએક લખાણો આપણાં મઝહબી સાહિત્યમાં મળી આવે છે.

## અસલી ઈરાંની બાનુઓનાં સદ્દગુણો.

આપણને અવસ્તા તથા પેહેલવી પુસ્તકોમાનાં કેટલાંક લખાણો ઉપરથી માલમ પડે છે કે અસલનાં જમાનાની ઈરાંની બાનુઓ ઘણા ઉંચ ગુણો ધરાવતી હતી. હીરોડોતસ જેવા યુનાની તવારીખનવેશ તેમજ ફીરદોસી તથા માસુદી જેવા મુસલીમ તવારીખનવેશોનાં ગ્રંથોમાં આપવામાં આવેલી ઈરાંની બાનુઓને લગતી વાર્તાઓ ઉપરથી પણ અસલી ઈરાંની બાનુઓનાં ઉંચ ગુણોનો આપણને સારી રવેશે ભાસ થાય છે. જો કે એ વાર્તાઓની સચ્ચાઈ વિષે કોઇ પણ આસામી કશીબી ખાત્રી આપી શકે નહિં, તેમજ વળી બનવા યોગ્ય છે કે એ વાર્તાઓમાં સેજ અતિશયોક્તિ કરવામાં આવી હોય, તો પણ એ વાર્તાઓ સદંતર કલપિત હોય એમ માની શકાય નહિં. એ વાર્તાઓમાંની થોડીક નસીહત રૂપી છે અને તેમાંથી ઘણુંએક જાણવાનું તેમજ શીખવાનું મળે છે. અવસ્તા પુસ્તકોમાંનાં કેટલાંક લખાણોમાં અસલી ઈરાંની બાનુઓનાં સદ્દગુણો વિષે ઈશારો કરવામાં આવ્યો છે તેઓમાં એક ફકરો અઇવિસ્રૂથ્રેમ ગેહમાં આવેલો છે જેમાં જણાવવામાં આવ્યું છે કે:—"અષો સ્ત્રીઓને અમો માન સાથે યાદ કરીએ છીએ કે જે ભલા વિચારોમાં આગળ વધેલી, ભલા વચનોમાં આગળ વધેલી, ભલાં કામોમાં આગળ વધેલી, સારી પેઠે ભણેલી, પોતાના ધણીને તાબેદાર રહેનારી, ભલી અને સ્પૅન્ત આર્મઇતિનાં જેવી છે, અને જે, એ

અહુરમઝદ, તારી પ્રસંશા પામેલી સ્ત્રી છે!" અસલની એક ઇરાંની બાનું પોતાનાં લગ્ન માટે એક ખાવીંદ મેળવવાની ઇચ્છા ધરાવતી હતી ત્યારે એક જરદાર ધણીને માટે તેણી બીલકુલ ખાહેશ રાખતી નહતી પરંતુ તે એક તંનદરોસ્ત, ભણેલો, ઉદયોગી અને અક્કલમંદ છે કે નહિં તેની તપાસ કરવાની ખાસ કાળજી રાખતી હતી. આપણાં મઝહબી સાહિત્યમાં પણ જે શીખામણ દેવામાં આવી છે તે એ છે કે એક બાનુંએ સ્યાણો અને કેળવાયલો ખાવીંદ શોધવો જોઇયે, તેમજ એક પુરૂષે એક ભણેલી અને દાહી સ્ત્રી સાથે નેકાહ કરવાની આરજુ રાખવી જોઇયે. એક પૈસે પૂર પણ મુર્ખ અને બીનકેળવાયલા ધણી કરતાં એક ગરીબ પણ ભણેલો અને અક્કલમંદ ખાવીંદ હજાર દરજ્જે સારો કહેવાય, કારણ કે બ .વા જોગ છે કે એક તવંગર પણ કેળવણી અને અક્કલ વગરનો ધણી પોતાની તમામ દોલત ખોહી બેશે, જ્યારે એક ગરીબ પણ ભણેલો અને અક્કલમંદ ખાવીંદ જરૂરજ તવંગર બને.

## ગુસ્તાસ્પ અને કેતાયુનની વાર્તા.

પાદશાહ ગુસ્તાસ્પ અને તેની રાણી કેતાયુનની વાર્તા ઉપર જણાવ્યા મુંજબનોજ બોધ આપે છે. એ વાર્તા નીચે પ્રમાણે છે:—

પાદશાહ ગુસ્તાસ્પ ઇરાનનાં પાદશાહ લોહરાસ્પનો બેટો હતો. તેને પોતાનાં પીતા સાથ કંઇક ખટપટ થવાથી ઇરાંન સરઝમીન છોડી રૂમનાં દેશ તરફ નાહસી ગયો હતો. આ પારકા મુલકમાં તે એક સદંતર મુફલેસ માણસ થઇ ગયેલો હોવાથી તે કોઇપણ જાતની મહેનત યા ઉદયોગ હુન્નરથી પોતાનું ગુજરાણ કરવાને તલબગાર હતો, કારણ કે તે કુદરતી રીતે ઘણો ચંચળ અને ચબરાક હતો. રૂમ દેશમાં તે એક ગરીબ મજુરને ત્યાં રહેતો હતો. હવે રૂમના પાદશાહોનો એવો રવૈયો હતો કે જ્યારેબી કોઇ તેની બેટી પરણવા લાયકની થાય ત્યારે પોતાના મહેલમાં એક ઘણો દબદબાભર્યો મેળાવડો કરવો અને તેમાં કેટલાંક રાજવંશીઓ, અમીર ઉમરાવો, વિદવાનો અને હુન્નર ઉદયોગમાં પ્રવીણ થયલાઓને ખાસ આમંત્રણો

કરવાં મજકુર મેળાવડામાં તે શાહજાદી છુટથી ફરતી અને મીજલસમાં હાજર રહેલા મરદોમાંથી જે કોઇ તેણીને સવેંથી સરસ લાગતો હતો તેને પોતાના ખાવીંદ તરીકે પસંદ કરતી. એવું બન્યું કે તેવખતનાં રૂમનાં પાદશાહની ત્રણ બેટીઓ હતી, જેઓમાં સવેંથી વડી કેતાયુન ગુલાબ મીસાલ ખુબસુરત હતી. તેણીએ એક દીવસે એક સ્વપનું દીઠું કે તેણી મરદોની એક મીજલસમાં ભરાઈ છે જ્યાં સેંકડો શ્રીમંતો તેમજ મોટાં દરજ્જાનાં માનવીઓ વચ્ચે એક મુફલેસ દુઃખી માણસ પણ હાજર છે. જો કે તે ગરીબ છે છતાં તેનો દેખાવ બહુ ખુબસુરત અને દમામદાર છે. કેતાયુન તેને એક ફુલનો હાર ભેટ કરે છે વગેરે. હવે કેતાયુને જે ચીજ માત્ર એક સ્વપ્નામાં જોઈ હતી તે તેણીની જીંદગીનાં એક બનાવ તરીકે ખરી પડી, કારણ કે તેણીને આ સ્વપનું આવ્યું તેની બીજેજ દીવસે તેણીનાં પીતાએ પોતાના મહેલમાં એક મોટી દરબાર ભરી અને તે મીજલસમાં કેતાયુન હાથમાં એક ફુલનો તોરો લઇને આવી. તેણી તે મેળાવડામાં સઘળે ફરી પણ પોતાની પસંદગીનો એક પણ જવાન જોઇ શકી નહી. તે મીજલસમાં સઘળા ઉંચ દરજ્જાનાં માનવીઓજ માત્ર હાજર રહયા હતા. કેતાયુનનાં બાપે જ્યારે જોયું કે શ્રીમંત અને ઉંચ દરજ્જાવાલાઓમાંથી તેણીને કોઇ પણ માણસ ખાવીંદ તરીકે પસંદ પડયો નહીં ત્યારે તેને એક બીજી મીજલસ ભરવાનું નક્કી કર્યું અને તેમાં મધ્યમ સ્થિતીવાલાઓને તેમજ ગરીબોને ખાસ આમંત્રણ કર્યું, કે જેથી જો કેતાયુનની મરજી પડે તો તેઓમાંથી પોતાનો ખાવીંદ શોધી કાઢે. આ મીજલસમાં ગુસ્તાસ્પ તદન સાદા પોશાકમાં જે ગરીબ માણસનાં ઘેરમાં તે રહેતો હતો તેની સાથે હાજર થયો. તે એક ખુણામાં ગમગીન ચ્હેરે બેઠો હતો. જ્યારે કેતાયુન મીજલસમાં આવી અને બધી બાજુએ ફરી ત્યારે તેની નજર ગુસ્તાસ્પ ઉપર પડી. તુરતજ તે પોતાનાં મનમાં બોલી ઉઠી કે "હા, માહરો સ્વપ્નો ખરો પડયો છે અને જે માણસને મેં સ્વપ્નામાં દીઠો હતો તેજ ચ્હેરાનો માણુસ આ છે." તુર્તજ તેણીએ પોતાનાં સર પરનું તાજ ગુસ્તાસ્પનાં સર ઉપર મુકયું અને આમ કરી તેને પોતાનાં ખાવીંદ તરીકે સ્વિકાર્યો.

જ્યારે રૂમના પાદશાહનો વજીર આ ખબર લઇને પાદશાહ સામક્ષ હાજર થયો ત્યારે તે વજીરનાં લખ્ઝ સાંભળી પાદશાહ અતિસ્ય ખફા થયો, અને ઘણો ગમ કરવા લાગ્યો કે તેની બેટીએ એક બેગાના પુરૂષને એક ખાવીંદ તરીકે કેમ પસંદ કર્યો. તે ગુસ્સાથી બોલી ઉઠયો કે જે છોકરી પોતાનાં ખાનદાનને નામોશીમાં લાવી મુકે તે જીવવાને લાયક નથી. માટે તેણીનું તેમજ તેનાં પસંદ કરેલા ખાવીંદનું સર ધડથી છુટું પાડી નાખવું જોઇયે આ સાંભળી વજીરે પાદશાહને ઘણીએક નસીહત તેમજ આગળ બનેલા એવા દાખલાની યાદ આપી. ઉપરાંત તેણે પાદશાહને જણાવ્યું કે તેને પોતે મીજલસ બોલાવી હતી અને પોતાની બેટીને તેમાંથી પોતાનો ખાવીંદ પસંદ કરવાને ફરમાવ્યું હતું. પોતાનાં વજીરની આ સલાહ ઉપરથી પાદશાહે પોતાની બેટીને ગુસ્તાસ્પને સ્વાધીન કરી અને પોતાની તરફથી કશી પણ દોલતની આશા નહિં રાખવાને જણાવ્યું. આ બાદ ગુસ્તાસ્પે કેતાયુન તરફ ફરીને તેણીને પુંછ્યું કે આટલાં બધા રાજવંશીઓ અને ઉમરાવોને છોડી દઈ તેણીએ તેના જેવા એક મુફલેસ માણસને શા માટે પસંદ કર્યો હતો? કેતાયુને જવાબ આપ્યો કે "તેણીને દોલત કે દરજ્જાની દરકાર હતી નહીં. તેણીને મનપસંદ ખાવીંદ જોઇતો હતો અને તે તેણીને મળ્યો હતો" આ પછી ગુસ્તાસ્પ કેતાયુનને પોતાની ઝુપડીમાં લઈ ગયો. બન્ને ધણી ધણીયાણી હવે પોતાનો સંસાર કેમ નીભાવવો તેનો વિચાર કરવા બેઠાં. તુર્તજ કેતાયુનને પોતાનાં આંગ ઉપર જે કીંમતી ઝવેરાત હતું તેની યાદ થઇ અને તેમાંથી માત્ર એકુજ નંગ તેઓએ ઝવેરીને વેચી છ હજાર સોનાનાં સીક્કા મેળવ્યા અને આ નાણાંમાંથી પોતાનો સંસાર ચલાવ્યો. ગુસ્તાસ્પ શીકારનો ઘણો શોખીન હતો. તે જેબ્બી કાંઇ શીકાર લાવતો હતો તેમાંથી થોડો ભાગ પોતાનાં મીત્ર હીશુઈ કે જે જગાત ખાતાંનો અમલદાર હતો તેને આપતો હતો. એક દીવસ રૂમનાં પાદશાહનાં મહેલ આગળ અંગબળનાં પ્રયોગોનો એક મોટો અખાડો થયો હતો, તેમાં પાદશાહનાં બે નાના જમાઇઓએ ભાગ લીધો હતો. રૂમ દેશમાં એક વરૂ અને એક સાંપે ત્યાંનાં લોકોમાં ભારે ત્રાસ ફેળાવ્યો હતો. એટલા માટે પાદશાહે જાહેર કર્યું

હતું કે જે કોઇ આ વરૂ અને સાંપને મારશે તેઓની સાથે પાદશાહ પોતાની બે બેટીઓને પરણાવશે. પાદશાહનાં બે નાના જમાઇઓએ આ વરૂ અને સાંપને માર્યા હતાં એવું કહેવાયું હતું અને તે ઉપરથી પાદશાહે તેઓને પોતાનાં જમાઇ બનાવ્યા હતા. જો કે એ વરૂ અને સાંપને ખરેખરો મારનારો તો ગુસ્તાસ્પ હતો. પણ તેની કિર્તી આ બે શાહજાદાઓને ખાતવા દીધી હતી અને તે મુજબ તેઓ પારકા શખ્સની લાયકાતે પાદશાહનાં જમાઇઓ બન્યા હતા. આ વાત ગુસ્તાસ્પે પોતાની ધણીયાણી કેતાયુનને પણ કહી ન હતી. એક દીવસ એવું બન્યું કે કેતાયુને પોતાનાં ધણીને ઘણી ઓઝરખાહી ભરી અરજ કરી કે તેણીનાં બાપનાં મહેલનાં ચોગાનમાં જે મોટા અખાડા થતા હતા તેમાં તેને પણ ભાગ લેવો. ગુસ્તાસ્પે પોતાની ધણીયાણીની આ અરજ સ્વિકારી અને અખાડામાં ગયો અને સર્વે હરીફોને માહાત કર્યાં. દડાની રમતમાં તે દડાને એવા તો ઝડપથી ફટકા મારતો હતો કે તે દડો કોઇથી પણ પકડાઈ શકાતો ન હતો. પાદશાહ દુરથી આ સઘળું જોઇ રહયો હતો. તેને તુર્તજ ગુસ્તાસ્પને બોલાવી મંગાવ્યો અને તે કોણ હતો તે વીષે પુછ્યું. ગુસ્તાસ્પે પોતાની સઘળી ખરી હકીકત પાદશાહ સનમુખ રજુ કરી પેલા વરૂ અને સાંપને પણ મારનાર તેજ હતો તે પણ કહ્યું અને પોતાનાં મીત્ર હીશુઇ પાસે તે બાબદની સાક્ષી પુરાવી. જેવી આ સઘળી બીના પાદશાહે સાંભળી કે તરતજ તે ઘણો અજાયેબ થયો અને તે સાથ ઘણો દલગીર પણ થયો કે એક ખરેખરા ચંચળ અને બહાદુર જમાઇ સાથે તેને નાલાયક ચાલ ચલાવી હતી. ત્યાર બાદ તેને પોતાની બેટી કેતાયુન આગળ પણ પોતાની દલગીરી જાહેર કરી અને ગુસ્તાસ્પને પોતાની પાસ પોતાનાં તખ્ત ઉપર સ્થાન આપ્યું. ગુસ્તાસ્પ અને કેતાયુનની આ વાર્તા બતાવી આપે છે કે અસલની ઇરાંની બાનુઓ ખાવીંદ શોધતી વેળાએ દૌલત કે દરજ્જાની દરકાર કરતી ન હતી પણ તનની શકિત અને બહાદુરીની ખાસ પીછાણ કરતી હતી.

ઇરાંની બાનુઓ બ્હાદુર માણસોનેજ પોતાનાં ખાવીંદ તરીકે પસંદ કરતી હતી તેનો એક વધુ દાખલો નીચે મુજબ છે:—

"એવું કહેવામાં આવે છે કે જ્યારે મીડ લોકોનો પાદશાહ એસતાઇજીસ ઇરાંનીઓ ઉપર સત્તા ચલાવતો હતો ત્યારે ઇરાંનીઓનાં પાદશાહ સાયરસે ઇરાંનીઓને મીડ લોકોની સામે બળવો જગાડવાને ઉશકેર્યાં. લડાઈમાં સાયરસ અને તેનાં ઇરાંનીઓ હાર્યા. આ ઉપરથી ઇરાંનીઓ નાહસી શહેરમાં ભરાઈ જવા લાગ્યા. તે વેળાએ ઇરાંની બાનુંઓએ પોતાનાં મરદોને અનેક તાણા માર્યા અને તેઓને હીચકારા તરીકે લેખ્યા. આ ટીકાની જાદુઇ અસર થવા પામી. ઇરાંની લડવૈયાઓ શરમાયા અને તુર્તજ મેદાને જંગમાં પાછા ફર્યા જે ઉપરથી ઇરાંનીઓ પોતાનાં દુશ્મનોને મહાત કરવામાં સામર્થવાન થયા."

## ખુશરો પરવીઝનો દાખલો.

અષ્ટવિસ્તુશ્રેમ ગેહમાં ભલી સ્ત્રીઓનાં સદગુણોમાં એક એ જણાવ્યો છે કે તેણી ભલાં કામોમાં આગળ વધેલી હોય છે. એના દાખલા તરીકે ખુશરો પરવીઝની રૂમી રાણીનો કીસ્સો જાણીતો છે. ખુશરો પરવીઝની એ રાણી રૂમનાં શહેનશાહ મોરીસની બેટી થતી હતી. ખુશરો પરવીઝ નોશીરવાને આદેલનાં બેટા હોરમઝદ ચોથાનો બેટો થતો હતો. શાહ હોરમઝદને ગાદી ઉપરથી ઉઠાડી મુકી બેહરાંમ ચોબીને ઇરાંનની ગાદી પચાવી પાડી હતી. આ ઉપરથી ખુશરો પરવીઝને રૂમ જવાની ફરજ પડી કે જ્યાંનાં પાદશાહ મોરીસની મદદ મેળવી તે ઇરાંનનું રાજ પાછું જીતી લઈ શકયો. ખુશરો પરવીઝના રૂમ પાદશાહની મુલાકાતે જવાના પરિણામમાં એક એ હતું કે તે રૂમનાં પાદશાહની બેટી સારા જેને ફીરદોસી પોતાના શાહનામામાં મરીયમને નામે ઓળખાવે છે તેણીની સાથે પ્યારમાં પડયો અને લગ્ન કર્યાં. એક વેળા એવું બન્યું કે રૂમનાં પાદશાહનો એક મોટો દરબારી નામે ન્યાતુસ ઇરાનનાં શહેનશાહની દરબારમાં આવ્યો હતો. ન્યાતુસનાં માનમાં ખુશરો પરવીઝે એક મોટું ખાણું આપ્યું હતું. હવે અસલનાં ઇરાંની પાદશાહોનો એવો રેવાજ હતો કે ખાણું હમેશાં બાજ ધરીને ખાવું, એટલાં માટે ઇરાંની પાદશાહ ખુશરો પરવીઝ તરફનાં આ મોટાં ખાણાં વેળાએ

પણ શ્રેસ્તા મુજબ ખુશરો પરવીઝનાં એક મોટા માનીતા દરબારી બેન્દુઇએ ખાણુંની ટેબલ ઉપર પાદશાહની રૂબરૂમાં બાજ ધરવાને માટે બરસમ નામનાં ધાતુનાં તારો કે જે બાજ ધરતી વખતે વાપડવામાં આવે છે તે હાજર કર્યાં. રૂમી દરબારી ન્યાતુસ એક ચુસ્ત ખ્રીસ્તી હોવાથી તેને આ બનાવ રૂચ્યો નહીં અને તેથી તે છંછેડાઈ પડી બોલી ઉઠયો કે માહરાં જેવા એક ચુસ્ત ખ્રીસ્તીની હજુરમાં બાજ ધરવી તે માહરા પયગમબર ક્રાઈસ્ટને અપમાન કરવા બરાબર છે. રૂમી દરબારી ન્યાતુસે જરથોસ્તીઓનાં રેવાજ મુજબ બાજ ધરી ખાણું ખાવાની રૂઢી સામે વાંધો ઉઠાવયો તે જોઇ ઇરાંની દરબારી બેન્દુઇનો મીજાજ બરખેલાફ થયો, અને તેને ન્યાતુસને એક લપડાક લગાવી કાઢી. ન્યાતુસ તુર્તજ ખાણાં ઉપરથી ઉઠયો અને પોતાની છાવણીમાં ગયો કે જ્યાં તેની સાથે આવેલા થોડાક સવારો હતા. તેઓને લડવાને બ્હાર પડવાને ન્યાતુસે ઝટ હોકમ આપ્યો અને પાદશાહ ખુશરો પરવીઝ ઉપર એક પેગામ મોકલી એવી માંગણી કરી કે તેને તુર્તજ બેન્દુઇને પરહેજ કરી તેનાં સ્વાધીનમાં આપવો અને જો તેમ નહિં કરવામાં આવે તો પાદશાહી ખાણાંનાં માંડવ ઉપર હુમલો લાવવાની ધમકી આપી. આવા કટોકટીનાં વખતે ખુશરો પરવીઝની રૂમી રાણી સીરાએ સમયસુચકતા વાપડી લડાઇ થતી અટકાવી અને પોતાનાં ખાવીંદનાં મહેલમાં સુલેહ પાંઠડી.

એક ભલી બાનુંનો એક બીજો સદગુણ કે જે પણ અઇવિસ્રૂથ્રેમ ગેહમાં જણાવવામાં આવ્યો છે તે એ છે કે તેણી અસફનદારમદનાં જેવી હોય યાને મહેનતું અને ઉદયોગી હોય. ઉદયોગનો સદગુણ ધરાવવાથી ઇરાંની બાનુંઓ પોતાને માટે નામાંકીત ખાવીંદો મેળવી શકી છે, જેનાં દાખલા મઝહબી સાહિત્યમાંથી પણ મળી આવે છે. એક દાખલામાં એક બાનુ પોતાનાં ઉદયોગથી એક રાજવંશી ખાવીંદ મેળવી શકી હતી. પાદશાહ શાપુરે એક એકાંતવાસમાં પડેલી બાનું સાથે શહાદી કરી તેણીને કેવી રીતે પોતાની રાણી બનાવી હતી તે વાર્તા નીચે મુજબ છે:—

## પાદશાહ શાપુરની વાર્તા.

અરદેશર બાબેગાન કે જેણે આપણે આગળ જોઇ ગયાં છીયે તેમ ઇરાનમાં રાજ પાછું સ્થાપી પોતાનાં મુલકને આબાદ કીધો હતો તેને હિન્દુસ્તાનનાં રાજા પાસે પોતાનો કાસદ મોકલ્યો. હિન્દુસ્તાનનો આ રાજા સેતારેશનાશોની મદદથી ભવિષ્યમાં બનનારા બનાવો કહી શકતો હતો. અરદેશરે તેને પુછાવ્યું કે તે ઇરાંનના ભવિષ્ય વીષે શું મત ધરાવતો હતો. મજકુર હિન્દુ રાજાએ ભવિષ્ય ભાખ્યું કે "ઇરાંનની સલતનત તાહરાં અને મહેરકનુશજાદનાં ખાનદાનોથી પગભર થશે"; એટલે કે એ બન્ને ખાનદાનનાં બેટા બેટી અવતરશે અને તેમણે પેટે અવતરેલું ફરઝંદ ઇરાંની સલતનત ચાલુ રાખશે. આ બીના અરદેશરને ગળે બીલકુલ ઉતરી નહિં, કારણ કે મહેરકનુશજાદ તેનો દુશમન હતો. એટલા માટે તેને એ મહેરકનુશજાદનાં ખાનદાનનાં સઘળાં છોકરાંઓને મારી નખાવ્યાં; પરંતુ તેની એક ત્રણ વરસની બેટી માત્ર બચી જવા પામી. તેણીનો કબજો એક ખેડુતને સોપવામાં આવ્યો હતો. હવે વખતનાં વહેવા સાથ આ છોકરી એક ઘણીજ મજબુત બાંધાની તનદરોસ્ત ઓરત તરીકે ઉધરી નીકળી. એક દીવસ એવું બન્યું કે અરદેશર બાબેગાનનો બેટો શાપુર શેકાર કરતો તેણીનાં ગામડાં આગળ આવી પહોંચ્યો. જેવું તેને આ ઓરતનું કસાયલું આંગ અને શરીરની શક્તિ જોઇ કે તુર્તજ તે અજાયબ થઇ ગયો. પાણીની જે મોટી બાળડી તેના સ્વારો કુવામાંથી ભાગ્યેજ ખેંચી શકે, તે આ ઓરતે માત્ર એક પળવારમાં ખેંચી કાઢી. શાપુરે આ બનાવથી ઘણો અજાયબ થઇ તે ઓરતને પુછ્યું કે તે કોણ હતી. તેણીએ જણાવ્યું કે તેણી મહેરકનુશજાદની બચી જવા પામેલી બેટી હતી. શાપુર તેની સાથે પ્યારમાં પડયો અને શેહાદી કીધી અને તેઓને પેટે હોરમઝદ નામનો બેટો અવતર્યો. આ વાત શાપુરે પોતાનાં બાપ અરદેશરથી છુપી રાખી કારણ કે જો તેને જણાવવામાં આવે કે તેના બેટાએ મહેરકનુ-શજાદની છોકરી સાથે લગ્ન કર્યાં હતાં તો તેના ગુસ્સાનો પાર રહે નહિં.

પરંતુ પાછળથી તો અરદેશરને એ વાતની ખબર પડી અને તેથી તેને પોતાના બેટા શાપુરને બોલાવીને એ વીષે પુછ્યું. પ્રથમમાં પોતાનાં બીતાની મારી ચાહી શાપુરે સઘળી હકીકત વર્ણવી. આ સાંભળી અરદેશર બાએગાન ગુસ્સે થવાને બદલે અજાયબ થયો, કારણ કે પેલા હિન્દુ રાજાએ જે આગાહી કરી હતી તે ખરી પડી હતી એમ તે હવે જોઇ શકયો હતો. આ વાર્તા બતાવી આપે છે કે શાપુરની ધણીયાણીએ પોતાની બચગીનાં વખતમાં પોતાનાં આંગને ખીલવવાને માટે જે સખત પ્રયાસ કર્યો હતો તેનાં પરિણામે તેણી શાપુર જેવા એક શાહાજાદાનો પ્યાર જીતી શકી હતી.

ઉપલી અસલી ઇરાની બાનુઓની વાર્તાઓ ઉપરથી જે બીના સીદ્ધ થાય છે તે એ છે કે આપણાં ધર્મ તેમજ તવારીખી પુસ્તકો પ્રમાણે તેઓ ઘણા ઉંચા સદ્ગુણો ધરાવતી હતી અને મંડળમાં તેઓનો દરજ્જો ખરેજ ઘણાં ઉંચા પ્રકારનો હતો.

---

# અસલ ઈરાંનમાં તબીબી ધંધો.

આજનાં આગળ વધેલા જમાનામાં ચેપી ઉડતા રોગો સામે બચાવના જે સાધનો અને ઉપાયો આરોગ્ય શાસ્ત્ર આપણુને શીખાડે છે તેમજ સુચવે છે, તે આપણા વંદીદાદમાં સારી રીતે દર્શાવવામાં આવ્યા છે, જે ઉપરથી આપણુને સ્પષ્ટ જણાઇ આવે છે કે અસલનાં ઇરાંનમાં વૈદકશાસ્ત્ર બેશક ઘણું આગળ વધેલું હોવું જોઇયે. વળી વંદીદાદમાં જુદી જુદી જાતનાં તાવોનું પણ એક ટીપણું મલી આવે છે તેમજ અનેક બીજાં જુદી જુદી જાતનાં દુઃખ દર્દોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યોં છે. ડૉ૦ ગાઇગિર આપણુને કહે છે કે અવસ્તા જમાનામાં તબીબી હુન્નર એક ઘણોજ ચઢયાતા વર્ગનો અને ઉંચ પ્રકારનો ધંધો ગણાતો હતો, અને એ ધંધો સંપુર્ણતાની હદે પ્હોંચ્યો હતો, તથા મોટે ભાગે તે ધર્મગુરૂઓનાં હાથમાં હતો. તેના પોતાના શબ્દો નીચે પ્રમાણે છેઃ—

"The art of healing appears in the Avesta as a profession of high order. It plays no unimportant part in our (Avesta) texts. It had apparently already attained a certain degree of perfection; and as I am inclined to believe, the priests all devoted themselves to this profession." (See Shams-ul-Ulma Dastoor Dr. Darab P. Sanjana's Translation of Dr. Giegar's Civilisation of the Eastern Iranians, p. 125.).

અસલનાં ઇરાનમાં તબીબી ધંધો ઘણો માનભર્યો ગણાતો હતો તે એટલા માટેજ કે શરીરને તંદરોસ્ત અને આસુદગીભર્યું રાખવું એ

બીનાંને દરેક અસલી ઇરાંની પોતાની પવિત્ર ફરજ ગણતો હતો. પ્રોફેસર કાસારટૅલી પણ કહે છે કે માઝદયસ્ની ધર્મનાં અગત્યનાં ફરમાનોમાનું એક આ છે કે શરીરને હમેશાં તંદરોસ્ત રાખવું. શરીરની દરોસ્તી ઉપર મનની દરોસ્તી આધાર રાખે છે. એ કારણને લીધેજ અવસ્તા જમાનામાં જે તબીઓ ઇનિસાનોને પોતાની તંદરોસ્તીની જાળવણી કરવામાં મદદગાર થતા હતા તેઓને ખાસ મોટું માન મળતું હતું.

## ખુદા તરફની સર્વેથી કિંમતી બક્ષેસ.

પરવરદેગાર તરફની બક્ષેસોમાં સર્વેથી સરસ અને સર્વેથી કિંમતી બક્ષેસ તે તંદરોસ્તી છે એ બીનાનો ઇનિકાર થઈ શકે એમ નથી. આપણી જરથોસ્તીઓની હમેશાંની દોઆ શું છે?—"હઝંધરેમ બએપજનામ, બએવરે બએપજનામ" યાને "હજાર ગણી તંદરોસ્તી, દસ હજાર ગણી તંદરોસ્તી.' એક શખ્સ જો તંદરોસ્ત હોય તોજ તે મહત્વનાં કાર્યો બજાવી શકે, એટલે અવસ્તા જમાનામાં તંદરોસ્તીને ખાસ ભારે અગત્યતા આપવામાં આવી હતી. તબીબી ધંધા બાબે વંદીદાદની ૭ મી, ૨૦ મી અને ૨૨ મી પરગરદોમાં કેટલુંક કિંમતી લખાણ આવે છે. એ પરગરદોની તપાસ મોં. હેવલોકે પોતાનાં એક ચોપાન્યાં મારફતે પ્રગટ કરી છે. વંદીદાદની ૨૨ મી પરગરદમાં જે લખાણ આવ્યું છે તેનો સાર નીચે મુંજબ નીકળે છે—(૧) ખુદાતાલા જેમ બીજી બધી નેઆમતોનો બક્ષનાર છે તેમ દવાદારૂની નેઆમતનો પણ બક્ષનાર છે. (૨) આ દુન્યામાં માણસજાત અગણીત દુઃખોથી પીડાય છે. (૩) અઇર્યમન નામની એક શકિત દવાદારૂ અને તબીબી ધંધા ઉપર મલકકત્ર છે. (૪) માથ્ર સ્પૅન્ત યાને દીનની પવિત્ર બંદગી દુઃખ દર્દો સારાં કરવા માટે જરૂરની છે, કારણ કે તેવી બંદગીથી ખુદાતાલા ઉપરનો વિશ્વાસ વધે છે, અને તેથી હિંમત આવવાથી દુઃખ દર્દોની સામે સહેલાઇથી ટકી શકાય છે. અલબત્તાં ફકત માંથ્ર સ્પૅન્તથીજ કાંઈ દુઃખ દર્દ સારાં થતાં નથી. તે સાથે દવાદારૂ, છાળાપાળા, અને વળી કેટલાક ખનીજ પદાર્થોની પણ જરૂર રહે છે. ઇરાંની તેમજ યુનાની

ગ્રંથકારોનાં પુરાંણાં લખાણો ઉપરથી માલમ પડે છે કે દવાદારૂની
ખોળ ખુદ પરવરદેગારનીજ બસારતથી થાય છે. એટલુંજ નહિં, પ
દવાદારૂ કેવી રીતે વાપડવાં તેની સુચનાં પણ તે બારેહકતાલા તરફ
માણસ જાતને મળે છે. વંદીદાદની ૨૦ મી પરગરદમાં લખ્યું છે
"બએષઝયાઓ ઉઝબરેમ પઓઉરૂશ પોઉરૂ બએવનો ઓઇમ ગઓકે
પઇરી", એટલે કે "ત્યારે હું જે અહુરમઝદ છું, તેણે ગોકેરેન
આસપાસ પુષ્કળ ઘણાં સો, પુષ્કળ ઘણાં હજાર, પુષ્કળ ઘણાં દસ
તંદરોસ્તી આપનારાં ઝાડપાનો પેદા કીધાં." જો કે આ વાત ખરી
અસલનાં ઇરાંનમાં તબીબી ધંધો ધર્મગુરૂઓ ચલાવતા હતા, તોપણ
રાખવાનું છે કે જે ધર્મગુરૂઓ એ ધંધો ચલાવતા હતા તેઓનો
જુદોજ વર્ગ હતો. ઘણાએક વિદ્વાનોનું એવું મત છે કે તબીબી ધં
મૂળ ધર્મ સંબંધી ક્રિયાઓમાં છે. અસલી ઇરાંનની બાબદમાં પણ આ
ઘણે મોટે દરજ્જે ખરી છે.

## દુઃખ દર્દોનો એક ઉપાય.

વંદીદાદમાં સફાઇ, સુઘડાઇ અને તંદરોસ્તીનાં કાયદાઓને ધ
કાયદાઓ તરીકે સમજાવ્યા છે. પણ એવું કોઇપણ ઠેકાણે જણાતું
કે દુઃખ દર્દો દફે કરવાને માટે માત્ર ધર્મ ક્રિયાઓજ પૂરતી છે. યુ
ગ્રંથકર્તાઓ એસ્કયુલાપીઅસની બાબદમાં જણાવી ગયા છે કે ત
સારવારને માટે માત્ર ધર્મની ક્રિયાઓ પૂરતી હતી. એટલે સુધી કહે
આવ્યું છે કે જે બીમાર માણસો એસ્કયુલાપીઅસનાં મંદિરોમાં
સુતાં હતાં તેઓ પોતાનાં દુઃખ દર્દો દફે થયલાં જોતાં હતાં. આ મુજ
વાત અસલી ઇરાનની બાબદમાં કરવામાં આવી નથી. છતાં એટલુ
ચોકકસ છે કે મનને લગતી ઘણીએક બીમારી એવા પ્રકારની આવે
જેની ઉપર બંદગીની અસર ઘણી ઉત્તમ થાય છે. પવિત્ર ધર્મ ભણ
ખાસ કરીને માંથ્રવાણીનાં ભણતરો અમુક જાતની મનની બીમારી ભોગ
દર્દીઓને શાંતી, હિંમત, અને રાહત બક્ષે છે. માટે બંદગીની

દુઃખ દર્દો ઉપર છે એમ ના કહેવું ના મુનાસેબ છે. જે દુઃખ દર્દોની ટીપ વંદીદાદની ૨૦ મી પરગરદમાં આપી છે તેની સાથે હાલનાં જમાનાંનાં કયાં કયાં દુઃખ દર્દોને નીસ્બત છે તે કહેવું મુશ્કેલ છે. મજકુર ટીપ ઉપરથી એટલું તો જણાય છે કે અસલ ઇરાંનમાં મુખ્ય દર્દો તાવ, માથાંનો દુઃખાવો, ચામડીનાં દર્દો જેવાં કે કોહવાટ વગેરે, સાંપનો ડંખ, સ્ત્રીઓની અસાધારણ માસીક માંદગી. સુવાવડ વેળાની તાવ વગેરે સ્ત્રીઓની બીમારી, એ સઘળાં દર્દોના ઉપાય માટે ઝાડપાન અને ધાતુમાંથી બનાવેલી દવાઓ વાપડવામાં આવતી હતી. એ ઉપરાંત વ્હાડકાપનો હુન્નર પણ ઓછા વધતાં પ્રમાણમાં જણાયલો હતો. વળી ઇરાનમાં હાડવૈદો (Bone-setters)પણ હસ્તી ધરાવતા હતા. આપણાં શેહેરમાં આજનાં જમાનામાં પણ આપણે ઘણાએક યુનાની હકીમો જોઇયે છીયે, જેઓ યુનાની હકીમાં મુજબ દવા આપી બીમારોની સારવાર કરે છે. એ યુનાની હકીમું અસલ ઇરાંની હકીમું હતું. પણ જ્યારે સીકંદરે ઇરાન ઉપર ચઢાઇ કરી ત્યારે તેને ઇરાનનાં બે નામીચાં પુસ્તકખાનાંઓમાંથી એકનો બાળીને નાશ કર્યો હતો, જ્યારે બીજા પુસ્તકખાનાંમાના પુસ્તકોનો યુનાનીઓએ પોતાની ભાષામાં તરજુમો કરી લીધો હતો. એ પુસ્તકોમાં કેટલાંએક દવાદારૂ અને બીમારોની માવજતને લગતાં હતાં. સારે નસીબે એ પુસ્તકોનો પાછો ઇરાંની ભાષામાં તરજુમો પાર્થીઅન વંશ પછી અરદેશર બાબેગાન અને તેના બેટા શાહપુરે જ્યારે જરથોસ્તી દીન અને સાહિત્યને સજીવન કરવાની કોશેષ કરી ત્યારે કરવામાં આવ્યો હતો.

---

# શરીરની કસરત અને અસલી ઈરાંનીઓ.

એક માણુસની પોતાનાં શરીરને હંમેશાં જેમ બને એમ નિરોગી અને તંદરોસ્ત રાખવાની આઈન ફરજ છે. એ બાબે કોઈપણ માણુસ કદીબી સવાલ ઉઠાવી ન શકે એમ છે. જો એક માણુસનું શરીર જોરાવર, નિરોગી અને સ્વચ્છ ન હોય તો તેનું મન અથવા જેને આપણે આત્માં કહીએ છીયે તે પોતાનું કામ અસરકારક રીતે કદી પણ બજાવી શકે નહિં. શરીર અને મન એક બીજાં સાથે ઘાડો સંબંધ ધરાવે છે એટલુંજ નહિં પણ એઓ બંને એક બીજાં ઉપર આધાર રાખે છે. જેમ મનની દરોસ્તીને શરીરની દરોસ્તીની જરૂર છે, તેમ શરીરની દરોસ્તીને વળી મનની સ્વચ્છ અને શુધ્ધ હાલતની જરૂર છે. આ સબબ-સરજ અસલનાં તેમજ હાલનાં જમાનાની કેળવણીની રૂઢીમાં શરીરની કસરત અગત્યનો ભાગ બજવે છે. કદીમ યુનાંનીઓની કેળવણીની રૂઢી નક્કી કરનાર મ્હાન ફીલસુફ પ્લેટો પોતાની કેળવણીની યોજનામાં શરીરની કેળવણીને અગ્રસ્થાન આપતો હતો, અને બીજી દરેક કેળવણીમાં તનની કેળવણીને સર્વેથી મોખડે મેળતો હતો. કદીમ ઇરાનમાં પણ શરીરની કેળવણીને એવીજ અગત્યતા આપવામાં આવતી હતી.

## કેળવણીની એક શ્રેષ્ટ યોજનાં.

કેળવણીને લગતી અનેક યોજનાંઓમાં તેજ યોજના સર્વેથી શ્રેષ્ટ ગણાંય કે જેમાં મનની કેળવણી ઉપરાંત તનની કેળવણી ઉપર પણ ધ્યાન આપવામાં આવ્યું હોય, કારણ કે જ્યારે એ બંનેને છૂટી પાડી તે માંહેલી કોઈબી એકની ઉપરજ ખાસ ધ્યાન આપવામાં આવેછે, અને તેમ કરી બીજીને ગણકારવામાં આવતી નથી ત્યારે ખચ્ચીતજ તેનું પરિણામ માઠું નીપજે છે. તે જમાનો કે જેને ઇંગ્રેજીમાં Middle Ages કહે છે તેમાં તનની અને મનની કેળવણી છૂટી પાડવામાં આવતી હતી, અને જેઓ મનની કેળવણી લેતાં હતાં તેઓને તનની કેળવણીથી

બીલકુલ બેનસીબ રાખવામાં આવતાં હતાં. તે વેળાએ સાધુ વેરાગીઓનાં મથ (Cloisters) કેળવણીનાં ધામ હતાં, અને ત્યાં આગળ જોગીઓનાં ફક્ત મન અને આત્માંની ખીલવણી ઉપરજ ધ્યાંન આપવામાં આવતું હતું, જ્યારે તનની કસરત અને તંદરોસ્તી બાબે સહેજ પણ પરવાહ કરવામાં આવતી ન હતી. એજ માફક બીજા હાથ ઉપર જેઓ લડવાનાં કામમાં રોકાયલા હતા અને સેપાહો તરીકેજ ઓળખાતા હતા તેઓની માત્ર શારીરની કેળવણી ઉપરજ ધ્યાંન પહોંચાડવામાં આવતું હતું, અને તેઓનાં મન અને આત્માંને કાંઇપણ દરકાર કર્યા વિનાં વાહોમ ફોગટ જવા દેવામાં આવતાં હતાં. તે જમાનાંમાં પણ ઇરાંની કેળવણી દુન્યામાં વખણાઇ હતી. જેમ આજનાં જમાનામાં જર્મન કેળવણીને ઉત્તમ ગણવામાં આવે છે અને બીજા દેશો તેની નકલ કરે છે તેમ અસલના જમાનાંમાં ઇરાંની કેળવણી અતિ ઉત્તમ ગણાતી હતી, અને બીજા દેશો તેની નકલ કરતા હતા. યુનાનીઓએ પણ ઇરાંનીઓની કેળવણીની નકલ કરી લીધી હતી. તેઓને માટે ઝેનોફોને કેળવણીની જે યોજનાં ઘડી હતી તેમાં તેને ઇરાંનીઓની નકલ કરી હતી. પ્લેટો, હીરોડોતસ, સ્ત્રેબો, વગેરે ફીલસુફો ઇરાંની કેળવણીની વખાણ કરી ગયા છે.

## શરીર અને આત્મા સાથ ધર્મનો સંબંધ.

ધર્મને શરીર અને આત્માં એ બંને સાથ સંબંધ છે. અલબત્તાં ધર્મને આત્માં સાથે પ્રથમ કામ છે. પણ આત્માંને તન સાથે સંબંધ છે, એટલે ધર્મને તન અને આત્માં એ બંને સાથે સંબંધ છે એમ કહેવામાં આપણે ખોટાં ગણાઇશું નહિં. એજ કારણે જેમ ધર્મગુરૂઓ પોતાનાં બ્હેદીનોનાં આત્માંની સંભાળ લેતા હતા તેજ મિસાલ તેઓ તેમનાં શારીરની દરોસ્તી ઉપર પણ કાળજી રાખતા હતા અને તેઓ વળી ધર્મગુરૂઓ હોવા ઉપરાંત હકીમો પણ હોવાથી શરીરની વેદનાં મટાડતા હતા અને દવાદારૂ કરતા હતા. અસલનાં ગ્રીસ તેમજ મીસર દેશ (Egypt) માંબી એવોજ મામલો હતો. એ મુંજબ ધર્મને શરીરની કસરતો સાથે સંબંધ હોવાથી ઇરાન તેમજ યુનાન અને બીજા દેશોમાં ધાર્મિક મેળાવડાઓમાં

અંગબળનાં પ્રયોગો દાખલ કરવામાં આવતા હતા. અને તેમાં વળી તે સાથે જુદી જુદી અનેક પ્રકારની રમત ગમતો પણ આમેજ કરવામાં આવતી હતી. ધાર્મિક તહેવારો પણ એજ માફક ઉજવવામાં આવતા હતા. ગ્રીસ દેશમાં ઑલીમ્પીક ફૅસ્ટીવલ્સ (Olympic Festivals) નામનાં તહેવારો ઉજવવામાં આવતા હતા તે ધાર્મિક હતા અને તેની ક્રિયાઓમાં શારીરીક કસરતો, અંગબળનાં પ્રયોગો, અને બીજી મર્દાનગીભરી રમત ગમતોને ખાસ સ્થાન આપવામાં આવતું હતું. ઈરાંનમાં મેહેર યઝદનાં નામ સાથે જોડાયલા તહેવારોને મહેર યઝદ (મીથ્ર) ઉપરથી (Mithraic Festivals) કહેતા હતા અને તેની ક્રિયાઓ પણ શારીરીક કસરતો અને મર્દાનગી ભરી રમત ગમતોથી પ્રખ્યાત થયલી જણાવવામાં આવે છે. અસલનાં ગ્રીસમાં Gymnasiums હસ્તી ધરાવતાં હતાં, જ્યાં તનની કસરત આપવા ઉપરાંત મનની કેળવણી પણ આપવામાં આવતી હતી. ઇરાંનમાં પણ એવાંજ અને એવીજ એવડી મતલબથી ચલાવવામાં આવતાં ખાતાંઓને તાલીમખાનાં કહેવામાં આવતાં હતાં. આજે પણ આપણી પારસી કોમમાં તાલીમખાનાંઓ અને અનેક જીમનેસ્યમ હસ્તી ધરાવે છે, પણ તેઓ માત્ર તનની કસરતને માટે છે અને મનની કેળવણી માટે નથી. *Mens sana in corpore sano*, a sound mind in a sound body, તંદરોસ્ત શરીરમાં એક તંદરોસ્ત મન, એ તો એક જુનાં જમાનાની ચવાઇને કુચો થઇ ગયલી કહેવત છે, પણ તે જેટલી જુની છે એટલી ખરી છે, અને વિદ્દવાન ડૉકટર કાસરટેલીનાં કહેવા પ્રમાણે માઝદયસ્ની ધર્મની તો એ ખાસ માનીતી કહેવત છે.

## મરદાનગીભરી રમતો અને પારસીઓ.

એ બીનાને અનુસરીનેજ આજે પણ જરથોસ્તીઓ અને ખાસ કરી મુંબઇનાં પારસીઓ દરેક જાતની રમત ગમતો sports માં આગેવાની લે છે અને નામ કાઢે છે. ક્રિકેટની રમત ઇંગ્રેજોની છે, છતાં મુંબઇનાં જરથોસ્તીઓ એક વેળા ક્રિકેટની રમતમાં અજીત હતા, અને ઈંગ્રેજોને મજબુત શીકસ્ત આપતા હતા. એજ માફક તરવાની હરીફાઇમાં પણ પારસીઓ અનેક વેળા

ઇંગ્રેજોને મ્હાત કરે છે જેનો પૂરાવો ભલા ગોળવાલા ભીરાદરોનાં સ્વીમીંગ બાથમાં થતી ઈંગ્રેજો વિરૂદ્ધ પારસીઓ વચ્ચેની અનેક મેચો પૂરો પાડે છે. બૉક્ષીંગમાં પણ પારસીઓ ઘણું સારૂં નામ કાઢતા જાય છે. વળી આપણાં છોકરાઓ તથા છોકરીઓને શરીરની કસરત શીખવવાને Physical Culture નાં ખાતાંઓ એક પછી એક બરપા થતાં જાય છે જે દેખાડે છે કે હાલનાં પારસીઓ પણ પોતાના ઇરિંની ન્યાગાનોની માફક શરીરની કસરતનાં ફાયદા પીછાંણે છે.

## અસલ ઇરિંની કસરતો.

હવે જે સવાલ ઉભો થાય છે તે આ છે કે અસલના ઇરિનીઓ કઈ જાતની કસરતો કરતા હતા? આપણે જાણ્યે છીયે તેમ અસલનાં ઇરિંનીઓની માનીતી કસરતો, હીરોડોતસ પ્રમાણે, ઘોડેસ્વારી અને કમાનનો ઉપયોગ એ બંને ચીજ હતી. પાંચ વર્ષની ઉમરથી એકવીશ વર્ષની ઉમર સુધી એક ઇરાંની જવાનને ત્રણ ચીજ ઘણી સંભાળથી શીખવવામાં આવતી હતી. (૧) ઘોડેસ્વારી; (૨) કમાનનો ઉપયોગ; (૩) સાચ્ચું બોલવું. ઘોડાની ઉત્પન્તી માટે અસલી ઇરાંન એક અસલ મઠક ગણાય છે. એ સબબને અનુંસરીને સીકંદર જેવો જેહાં પ્હેલવાન એક મીડીઅન ઘોડાની ભેટને ઘણી ઉમદા ભેટ ગણતો હતો. વળી હાલમાં જે ઘોડાની શરતો દુન્યાંમાં સાધારણ થઇ પડી છે તે શરતો પણ પ્હેલવ્હેલી ઇરિંનમાંજ રમાતી હતી. ઘોડાની શરતની મૉજ ઇરિંનથી યુરોપમાં દાખલ થઇ હતી અને ગ્રીક લોકોમાં થોડાજ વખતમાં માનીતી થઇ પડી હતી. ગ્રીક લોકો પાસેથી રોમન લોકો એ શીખ્યા અને જ્યારે રોમન લોકોએ ઇંગ્લાંડ ઉપર ચઢાઇ કરી ત્યારે એ રમત ઇંગ્લાંડમાં દાખલ થવા પામી હતી. ઝેનોફોનનાં લખવા પ્રમાણે ઘોડેસ્વારીમાં કુશળતા એ ઉંચ તોખમની એક નિશાંણી ગણાતી હતી. ઇરિંનીઓ પોતાનાં ઘોડા ઉપર એટલો બધો તો ચાહ ધરાવતા હતા કે જાણે એ જાનવરો તેઓનાં ઘરનાં માણસો હોય તેમ તેઓને રાખતા હતા, અને વળી પોતાની બંદગી દરમ્યાંન એ જાનવરો માટે સારી દોઆ પણ માંગતા હતા. આ ઉપરથી પણ જણાય છે કે અસલનાં આપણા ઇરિની વડવાઓ તનની કસરતને ભારે અગત્યતા અને ઘણું વજન આપતા હતા.

---

# અસલ ઈરાનમાં રિસ્તાખીઝ બાબેના વિચારો.

હાલમાં દીન પ્રતિદીન એવી માન્યતા વધતી જાય છે કે ગુજરેલાંઓનાં આત્મા સાથે જીવતાંઓ સંદેશા ચલાવી શકે છે, અને વળી યુરોપ અને અમેરીકા જેવા સુધારેલા ખંડોમાંજ નહીં પણ ખુદ એશ્યામાં પણ એને લગતા અખત્રાઓ કરવામાં આવે છે, ત્યારે અસલ ઇરાનમાં રિસ્તાખીઝ વિષે શું માન્યતા હતી તે જાણવું બેશક ઉપયોગી થઈ પડશે. "રિસ્તાખીઝ" શબ્દનો અર્થ "ગુજરેલાંઓનું ઉઠવું" થાય છે. રિસ્તાખીઝ શબ્દનો પ્હેલો ભાગ રિસ્ત તે અવસ્તાના "ઇરિરત" યાને "ગુજર પામેલું" ઉપરથી છે; અને "ખીઝ" એ પહેલવી શબ્દ "ખાસ્તન" એટલે "ઉઠવું" ઉપરથી છે. "રિસ્તાખીઝ" અને "ફ્રષો કૅરૅતી" શબ્દો Synonyms યાને એકમેકને બદલે વપરાતા શબ્દો જેવા છે, છતાં તેઓના અર્થ કાંઈ તદનજ એકસરખા નથી. રિસ્તાખીઝ શબ્દમાં ગુજર પામવા અથવા મરણ પામવાને લગતો અર્થ સિદ્ધી રીતે જોડાયલો છે કે જેમ "ફ્રષો કૅરૅતી" માં નથી. ગાથામાં "ફ્રષો કૅરૅતી" જે મતલબે વપડાય છે તે મતલબ હળવે હળવે ફેરવાતી યા વધતી ગઈ અને પાછળથી દાખલ થયલા "રિસ્તાખીઝ" શબ્દમાં આમેજ થઈ. તે મતલબ આ છે કે કોઇ એક ચીજ પાછી તાજી થતાં અથવા તેમાં વધારો થતાં તેની ગુજરેલી યા પસાર થયલી હાલતમાંથી પાછું ઉઠવું. ગાથા ઉપરાંત યશ્તમાં પણ આપણે એ ખ્યાલ જોઇયે છીયે. દાખલા પ્રમાણે જમ્યાદ યશ્તમાં એક ફકરો આવે છે જેનો અર્થ આ પ્રમાણે થાય છે:—"જે ખોરેહ દુન્યાંને તરોતાઝગી ભરી, જુની નહિ થતી, નાશ નહિ પામતી, ખરાબ નહિ થતી, કોહી નહિ જતી, અને હંમેશાં હૈયાતી ભોગવનારી, હંમેશાં

ફાયદો કરનારી, તથા પોતાની મરજી મુજબ હકુમત ચલાવનાર કરશે; ગુજરેલાંઓ પાછાં સજીવન થશે; જીંદગી અને અમરગી આવશે; તથા તમામ દુન્યાં પોતાની મરજી મુજબ તરોતાઝગી ભરી થશે."

## માણસની મરણ પછીની જીંદગી.

મરણ પછીની જીંદગીનાં જ્ઞાનની બાબદમાં રિસ્તાખીઝનો સવાલ ખરેજ ભારે અગત્યતા ધરાવે છે. મરણ પછીની જીંદગીની બાબદ ઉપર ચોક્કસ મત ઉચારવું સહેલું નથી. આ સવાલે વિદ્વાનોમાં ઘણી મોટી મતફેરી ઉભી કરી છે. કેટલાક વિદ્વાનો માનતાજ નથી કે મરણ પછી કોઇ પણ જાતની જીંદગી હોઇ શકે. ડૉ. મીલ્સ રિસ્તાખીઝનાં વિચારમાં નવી તાઝગી, વધારો અને સંપુર્ણતા જુવે છે. ડૉ. ગાઇગિર પણ નવી હાલતનો વિચાર બાંધે છે. ડાર્મેસ્ટૅટર પણ એવોજ ખ્યાલ ધરાવે છે. ડૉ. મારટીન હાઉગ એમાં ભવિષ્યની જીંદગીને મદદ જુવે છે. ડૉ. સ્પીગલ રિસ્તાખીઝનાં વિચારમાં દુન્યાંનો વધારો માને છે. આ મુજબ જુદા જુદા વિદ્વાનો જુદો જુદો તરજુમો કરે છે ખરા, પણ ખરેખર જોતાં તો તેમાં કાંઈ ઝાઝો ફરક નથી. માત્ર એકજ વિચાર જુદી જુદી ભાષાઓમાં દર્શાવેલો માલમ પડે છે. રિસ્તાખીઝનો અર્થ નવી તાઝગીની હાલત, કે સંપુર્ણતાની હાલત, કે વધારાની કરો તોએ એ સર્વેનો ભાવાર્થ તો એકજ છે. યઝસ્નેના હા ૩૦ એટલે કે ગાથા અહુનવઇતિના ફકરા ૯ માં ઉપરથી આપણે બાજુ જે જોઇયે છીએ તે એ છે કે રિસ્તાખીઝની હાલત ઉપજાવવામાં સઘળાં માનવીઓનો થોડો કે ઘણો હાથ હોય છે. અને તે કારણથીજ બંદગી કરતી વેળાએ દરેક જરથોસ્તી દોઆ ગુઝારે છે કે તેમાં તેનો ઘણો હાથ રહેવા પામે. તે જરથોસ્તી ખરેજ ભાગ્યશાળી ગણાય છે કે જે રિસ્તાખીઝની હાલત ઉપજાવવામાં ઘણો ભાગ લેવાને સામર્થવાન બનતો હોય. જે જરથોસ્તીની આવી દોઆ બર આવે તે ખચ્ચીતજ ઘણો નસીબવંતો ગણાવો જોઇએ. બંદગી કરતી વેળાએ એક જરથોસ્તી ગાથાનો ઉપલો હા

ભણતાં દોઆ ગુજારે છે કે "જેઓ ફ્રષો કેરેતી ઉત્પન્ન કરે છે તેના જેવા અમો થઇએ."

## સઓષ્યન્તો એટલે કોણ?

રિસ્તાખીઝની હાલત ઉપજાવવાના કામમાં મોટો ભાગ લેનારાઓ "સઓષ્યન્તો" એટલે કે "દુન્યાંને ફાયદો કરનારાઓ" કહેવાય છે. સઓષ્યન્તોને માટે એવી માન્યતા છે કે તેઓ હવે પછીના કોઇ દૂરના ઝમાનામાં આવશે. પણ એ માન્યતા ખોટી છે. જેઓ દુન્યાંનું ખરેખરૂં ભલું કરનારા છે તેઓ સઘળા સઓષ્યન્તો છે. એવા સઓષ્યન્તો આ ધરતી ઉપર આવી ગયા છે, હાલમાં પણ આ ધરતી ઉપર હશે, અને ભવિષ્યમાં પણ આવશે. આ વિચાર બહુ ઉંમદા છે. તે ભલા જરથોસ્તીઓને વધુ ભલા થવાને ઉત્તેજન આપે એવો છે. આ વિચાર દરેક જરથોસ્તીને શીખાડે છે કે તેને આ ધરતી ઉપરનો તેનો ફેરો વસુલ કરવો હોય તો તેને નવી તાઝગીની હાલત, સંપુર્ણતાની હાલત, અને વધારાની હાલત ઉપજાવવામાં પોતાનો હિસ્સો, નાનો કે મોટો, આપવો જોઇયે. એક જરથોસ્તી પોતાની બંદગી દરમ્યાન વારેઘડીએ બોલે છે કે "અમો ત્હારા પોતાનાં છીયે; અમો પણ કે જેઓ ત્હારા છીયે એટલે કે જેઓ ત્હારા પોતાનાં છીયે; તેઓનું આ દુન્યામાં ફ્રષોગર્દનું કામ છે." આ પ્રમાણે માણસજાત તે દાદારે સરજેલાં કામમાં ભાગ લેવાથી તેનાં પોતાનાં થાય છે. ગાથાના ઉપલા હા ઉપરથી આપણે આ સાર ખેંચી શકયે છીયે કે પાક દાદાર અહુરમઝદે આ દુન્યાંની તાઝગી, વધારો અને સંપુર્ણતા સરજેલી છે, અને તેમાં જે સઓષ્યન્તોએ ભાગ લીધો છે, લે છે અને લેશે, તેઓ તેના પોતાના થશે. જમશેદ, હોશંગ અને હોમ જેવા સઓષ્યન્તો દુન્યાંની વૃદ્ધિ કરી ગયા છે. અવસ્તાના એક છુટક ફકરામાં પણ રિસ્તાખીઝનો વિચાર પ્રદર્શીત કરવામાં આવ્યો છે. તેનો તરજુમો આ પ્રમાણે છે:—"ગુજરેલાંઓ પાછાં ઉભાં થશે; મજબુત શરીરમાં હાડબંદ જીંદગી રાખવામાં આવશે." હીરોડોતસનાં એક લખાણ ઉપરથી કહેવામાં આવે છે કે ગાથા અને યસ્તનાં ઝમાના પછી હંખામેનીઅન ઝમાનામાં

રિસ્તાખીઝ બાબેનો વિચાર હસ્તી ધરાવતો હતો. હીરોડોતસ સાઇરિસનાં બેટા કેમ્બાઇસીસ બાબે જે એક લખાણ કરે છે તે ઉપરથી એવું ધારવામાં આવે છે. પરંતુ મૉ. હાલે એ વિચાર સાથ મળતો થતો નથી. પહેલવી લખાંણો ઉપરથી એવું જણાય છે કે તેમાં રિસ્તાખીઝે Spiritual યાને આત્મીક રૂપનાં કરતાં Material યાને જડવાદી રૂપ વધારે ગ્રહણ કર્યું છે. રિસ્તાખીઝની બાબદથીજ બુનદેહેશનો આખો ત્રીસમો બાબ (Chapter) ભરપુર છે, અને આવસ્તામાં પણ નહિ જણાવેલી કેટલીક વિગતો તેમાં જણાવવામાં આવી છે. આ બાબદમાં બુનદેહેશ એટલું બધું તો આગળ વધી જાય છે કે રિસ્તાખીઝનાં જમાનામાં માણસ કેવા પ્રકારનો ખોરાક ખાશે તે પણ તેમાં જણાવવામાં આવ્યું છે.

## રિસ્તાખીઝનો ખ્યાલ.

હવે એવો સવાલ નીકળે છે કે રિસ્તાખીઝનો વિચાર અસલ જરથોસ્તી છે કે તે પાછલા વખતમાં ઉપજાવી કાઢેલો છે. આગળ વિદવાનો માટે આ એક ઘણો તકરારી સવાલ થઇ પડયો હતો. જરથોસ્તી ધર્મ સંબંધી જે કેટલાક મુશ્કેલ તકરારી સવાલો છે તેઓ માંહેલો આ એક છે. પણ હાલના ઝમાનામાં તો સામાન્ય રીતે એવીજ માન્યતા છે કે રિસ્તાખીઝનો ખ્યાલ એ અસલ જરથોસ્તી ખ્યાલ છે. અને તે બીજા કોઇપણ ધર્મ ઉપરથી લેવામાં આવ્યો નથી. સામાન્ય રીતે બોલતાં આ ખ્યાલ જરથોસ્તી ધર્મ ઉપરાંત ખ્રીસ્તી, મુસલમીન અને યાહુદી ધર્મોમાં પણ મળી આવે છે. અલબત જરથોસ્તી ધર્મે આ ખ્યાલ ખ્રીસ્તી અને મુસલમીના ધર્મોમાંથી લીધેલો હોઇ શકેજ નહિં, કારણ કે તે ધર્મો તો ઘણા પાછળા ઝમાનાના છે, પણ બનવા યોગ્ય છે કે યાહુદી ધર્મ ઉપરથી એ લેવામાં આવ્યો હોય, અને વળી કોઇક વિદવાનો એવું પણ કહે છે કે રિસ્તાખીઝનો ખ્યાલ જરથોસ્તી ધર્મમાં યાહુદી ધર્મમાંથી લેવામાં આવ્યો છે. પણ તે વિદવાનોની આ તર્ક ખરી નથી. રિસ્તાખીઝનો ખ્યાલ અસલ જરથોસ્તીજ

ખ્યાલ છે. આ ખ્યાલ ખુદ ગાથામાં છે એ આ બીનાનો અચુક પૂરાવો છે. ડૉ. હાઉગ અને બીજા વિદ્વાનોએ બતાવી આપ્યું છે કે રિસ્તાખીઝનો અસલ ખ્યાલ અવસ્તામાં પણ છે. આંકેટીલ ડુ પેરોં પણ આગેજ વિચાર ધરાવે છે. પણ વર્નુંફ આ મતથી જુદો પડે છે. હાઉગ પણ પ્રથમ તો શંકાશીલ હતો, અને એવું મત ધરાવતો હતો કે આ મુંશ્કેલ સવાલ ઉપર કાંઈ પણ નકકી મત આપવું અશકય હતું. પણ પાછળથી એ વિદ્વાને પોતાનો વિચાર ફેરવ્યો, અને ઉપર જણાવેલા ગાથા અહુનવઈતીનાં હા ત્રીસમાને અનુસરીને જણાવ્યું કે રિસ્તાખીઝ અથવા બરાબર કહે તો ફ્રષોકૅરેતીનો ખ્યાલ ખરેખર અસલ જરથોસ્તી મત છે. ડૉ. હાઉગ કહે છે કે, "There can be no doubt that this important doctrine is a genuine Zoroastrian dogma, which developed itself naturally from Spitama Zarathushtra's sayings. There is not the slightest trace of its being borrowed from foreign source." મો૦ આલજેર નામના વિદ્વાને "ભવિષ્યની જીંદગીનાં મતની તવારીખ" એવાં નામનું એક પુસ્તક રચ્યું છે તેમાં તે પણ ડૉ. હાઉગનાં જેવુંજ મત ઉચારે છે, પ્રોફેસર ગ્રેટજ જેમણે યાહુદીઓની તવારીખને લગતો ગ્રંથ લખ્યો છે, તેઓ ઘણાજ ખુલ્લા શબ્દોમાં કહે છે કે "ઇરાની ધર્મને લગતી એક માન્યતા યાહુદીઓની ધાર્મિક જીંદગીનો એક ભાગ થઈ પડયો, અને તે વધુ અને વધુ ખીલતાં આખરે તેઓના ધર્મનું એક મુસ્તકીમ મત થઇ પડયું; તે ગુજરેલાંઓ પોતાની જગ્યામાંથી પાછાં સજીવન થશે તેને લગતું હતું." જાણીતો પ્રોફેસર જેકસન પણ એવુંજ મત ઉચારે છે. તે પણ જણાવે છે કે રિસ્તાખીઝનો ખ્યાલ અસલ જરથોસ્તી મત છે. તેના પોતાના શબ્દો આ પ્રમાણે છેઃ—"It was a tenet undoubtedly inculcated by Zoroaster some centuries before the Christian era."

## રિસ્તાખીઝ એટલે શું?

બુનદેહેશ, દાદસ્તાને દીની, મીનોખેરદ, વીરાફનામું, શાયસ્ત ના શાયસ્ત, અને બેહમન યસ્તમાં રિસ્તાખીઝનાં ખ્યાલને આપણે ઘણોજ આગળ વધેલો જોઇએ છીએ. વીરાફનામાં ઉપરથી માલમ પડે છે કે પહેલવી લખનારાઓ એવી માન્યતા ધરાવતા હતા કે રિસ્તાખીઝ કાંઈ સેવટનો યા તો કોઇ એક અમુક વખતનોજ બનાવ નથી, પરંતુ એક ચાલુ બનાવ છે. આ દુન્યાંમાં શારીરીક ફેરફારો ચાલુ થયાજ કરે છે. સામાન્ય રીતે આપણામાં એવો ખ્યાલ છે કે એક માણસ ગુજર્યું એટલે તે સદાનું નાશ પામ્યું અને હસ્તીમાંથી નીસ્તીમાં ગયું. પણ જો રિસ્તાખીઝની ફીલસુફી આપણે સ્વિકારીએ તો આપણને કબુલ કરવાની ફરજ પડશે કે એક ગુજરેલું માણસ સદાને માટે નાશ પામતું નથી પણ તે માત્ર ચોકસ ફેરફારોમાંથી પસાર થઇને એક નવાંજ રૂપમાં જીવે છે. જેમ એક ઝાડ ઉપરથી એક બીજ ઝમીન ઉપર પડે છે, અને સુકાઇ જઇ તેનો ભુકો થાય છે, અને તેમાંથી એક બીજું ઝાડ ઉગી નીકળે છે, તેજ પ્રમાણે એક માણુસ મરણ પામે છે તે સદાનો નાશ પામતો નથી, પણ નવાં રૂપે જીવે છે. કુદરતમાં રિસ્તાખીઝ દરરોજ જોવામાં આવે છે. દિવસ ખતમ થાય છે અને બીજી સહવારે પાછો ઉગે છે; સૂર્ય અસ્ત પામે છે અને બીજી સહવારે પાછો દેખાય છે; સ્યાળો બેસતાં ઝાડપાનો કરમાઈ જાય છે, પણ ઉનાળો આવતાં તુર્તજ તેઓ પાછાં સજીવન થાય છે. આત્મીક રિસ્તાખીઝ પણ શારીરીક રિસ્તાખીઝની માફક એક ચાલુ બનતો બનાવ છે. રિસ્તાખીઝનાં કરતાં અવસ્તાનો "ફ્રષો કૅરૅતી" શબ્દ આપણે ઉપર જણાવ્યું તેમ વધુ સારો છે, કારણ કે તે આપણો ગુંચવાડો દૂર કરે છે. તેનો અર્થ "દુન્યાને તાજી રાખવાનું કામ" એમ થાય છે. રિસ્તાખિઝનું મત જો કબુલ રાખવામાં આવે તો દુન્યાંમાં મરણ જેવું કાંઇ છેજ નહિં, અને કોઇને પણ મરણ ઉપર વિલાપ કરવાની જરૂર પણ નથી, કારણ કે જે માણસને આપણે મરણ પામેલું એટલે કે નાશ પામેલું સમજએ છીએ તે ખરેખર તો મરણ પામ્યું નથી, પણ

નવો જન્મ પામ્યું છે, કોઇ બીજાંજ રૂપમાં સજીવન થયું છે. આ મુજબ જોતાં મરણ તો ખરેખર જન્મ છે. ફરક માત્ર એટલોજ છે કે મરનાર માણસ બીજી જીંદગીમાં જનમે છે.

## રિસ્તાખીઝના ખ્યાલથી મરણનો ડંખ નીકળી જાય છે.

રિસ્તાખીઝ એક અક્કલપસંદ ખ્યાલ છે અને તે જો માનવામાં આવે તો મરણનો ડંખ સદંતર નીકળી જાય. આ દુન્યાંમાં ગુજર પામેલાંઓ બીજી દુન્યાંમાં પાછાં સજીવન થશે એ ખ્યાલ આપણને ધીરજ બક્ષનારો છે. ખ્રીસ્તીઓ માને છે કે તેઓનો મ્હાન પયગમ્બર ક્રાઇસ્ટ મરણ પછી ત્રીજેજ દિવસે પાછો સજીવન થયો હતો. આ વાત ગમે એટલી હસવા સરખી લાગે, છતાં તેમાં રિસ્તાખીઝ (Resurrection) નો જે ખ્યાલ સમાયલો છે તે હસવા જેવો નથી; તે વિચારવા જેવો છે. અને ઘણો હિંમત આપનારો છે. એક ગુજર પામેલા માણસની વર્ષીને દિવસે તેની નઝદીકનાં સગાંવ્હાલાંઓ ગમગીન બને છે, પણ ખરેખર તો તેઓએ ખુશી થવું જોઇયે કારણ કે તે દિવસ તો મરનારની બીજી જેહાંનમાંની વર્ષગાંઠનો દીવસ છે. ચીનાઓને માટે કહેવામાં આવેછે કે તેઓ પોતાની વર્ષગાંઠને દિવસે ગમગીન બને છે કારણ કે તે દિવસે તેઓ પોતાને પોતાના મરણની એક વર્ષ નજદીક આવેલા લેખે છે બીજા હાથ ઉપર દુન્યાંની બીજી કેટલીએક જાતો મરણને દિવસે ખુશાલ થાય છે. અને રંગરાગ તથા ગાનાં બજાનાં ચલાવે છે કારણ કે તેઓ માને છે કે મરનાર તે દિવસે મીનોઇ જેહાંનમાં જન્મ પામ્યો છે, આ ઉપરથી માલમ પડશે કે આત્મીક રિસ્તાખીઝનો ખ્યાલ ઘણો આશાવંત અને હિંમત આપનારો છે. તે આપણને સધ્યારો આપે છે કે આપણાં ગુજર પામેલાં વ્હાલાંઓ મીનોઇ જેહાંનમાં જીંદગી ગુજારે છે. આ ખ્યાલ ગુજરેલાંની જુદાઇનો ડંખ કમી કરી આપણો તેઓ સાથનો સંબંધ જારી રાખે છે. ફરવરદીન યસ્તનો તેરમો કરદો આપણને કહે છે કે "ગુજરેલાંઓની અને આપણી વચ્ચે એક પ્રકારનો સંબંધ ચાલુ છે."

આ વસ્ત આપણને વધુ જણાવે છે કે આપણ જીવતાંઓનાં શરીરમાં સમાયલું રવાન આ હાડમંદ શરીરથી છુટાં પડેલાં રવાન સાથ સંબંધ ધરાવી શકે છે. વળી જીવતાંઓનો ગુજર પામેલાંઓ સાથનો સંબંધ બંદગી મારફતે જારી રાખી શકાય છે.

---

મર્હુમ શાયર રૂસ્તમ ઈરાનીની ઈતીહાસીક નૉવેલ

# ગુલ શીરીના

## ઇરાનની છેલ્લી શાહજાદી.

ઈરાનના ઈતીહાસને આધારે લખાયલી આ એકલી નૉવેલના લેખક **મર્હુમ શાયર રૂસ્તમ ઇરાની** પોતાના વખતના એક ચુનંદા શાએર, મહાન કલમકશ વિદ્વાન હતા, અને તેમની રસીલી કલમે અનેક મનરંજક પુસ્તકો બાહેર પડયાં હતાં, જેમાં ઇરાની ઇતીહાસીક પ્લોટ ધરાવતું આ નૉવેલ એકજ હતું.

આરબ હુમલાથી યઝદેઝર્દ શેહરીયારને જે કમનસીબ ફટકો પડયો ત્યાર બાદ પણ ઇરાનને સદંતર પાયમાલ થતું બચાવા અને ઈરાની શહેનશાહત ફરી બરપા કરવા જે કોશેશો થઇ હતી તેનું ઇતીહાસીક દાસ્તાન—ઈતીહાસીક સહાદતો સાથે આ રસીલી નોવેલમાં આપ્યું છે. ઇરાની વડા દસ્તુર દાદની બાહોશી, તેની પવિત્રાઇ, તેનું રમલ—ઈલમ—જોતીશ—ઈતીહાસ વિગેરેનું અપૂર્વ જ્ઞાન, તેની બહાદુરી અને લડાયક હીંમત અને બાહોશી વિગેરેનું રસીલું બ્યાન વાંચતાં કદીમ ઇરાની દસ્તુરજાદાઓમાં કેટલી તાકાત, બાહોશી અને શકિત હતી તેનો કાંઇક ખ્યાલ આવશે.

ઇરાની જાહોજલાલીની નિશાની જેવાં આ પ્રકારના સાહિત્ય પ્રગટ કરવાના અમારા ખરચાલુ સહાસને ઉત્તેજનના આશરાથી નવાજવાની જરથોસ્તી ફીરકાને અમારી અર્જ છે.–

**કિંમત રૂપ્યો દોઢ.**

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે.

**૨૨૦–૨૨૨, વોરા બજાર, કોટ, મુંબઈ.**

*Telegraphic Address:*—**"Jebekarani" Bombay.**

# જરમન સીલવર

## તેમજ ગામઠી ચોખી ચાંદીનાં વાસણો.

---

હમારી વરસોની જુની અને જાણીતી દુકાને હંમેશાં તઇયાર મળે છે તથા વરદીથી નમુના મુજબ બનાવી આપવામાં આવે છે.

હમારા માલની ખાસ ગેરંટી આપવામાં આવે છે અને હમારાં જે કદરદાન ઘરાકો વાપરે છે તેઓ કદીબી બીજી કોઇબી દુકાને જવા સાફ ના પાડે છે, કારણ કે—

૧. તેઓની પકી ખાત્રી હોય છે કે હમારો માલ અસલનો અને રૂપાં જેવો સફેદજ રહે છે. "સ્પેશ્યલ કૉલીટી" "**સુરજ છાપ**" અસલ માલ છે. તેજ તપાસી લેવો.

૨. હમારા ભાવો હંમેશાં ઘણાજ કીફાયત હોય છે.

૩. ભાવ એકજ હોવાથી ઠગાવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી.

૪. ફાંકડો ઘાટ તથા ટકવામાં મજબુત અને સફાઇદાર હોય છે.

૫. મહેરબાંન ઘરાકોનો દરોરો એજ હમારા માલની ખાસ ગૅરંટી છે.

**બહારગામના ઓર્ડરો વી. પી. થી સંતોષકારક રીતે તાકીદે પૂરા પાડયે છીએ.**

**જરમન સીલવર માટે**

**શરાફ કું.** બોલ દરેક ઘરમાં ઘરઘતુ થઈ પડયો છે.

# નવરોજી શરાફની કું૦

**૧૨-૧૪, બઝારગેટ સ્ટ્રીટ, કોટ મુંબઈ.**

ટેલીફોન નાં. ૨૦૮૭૧.

# PYORRHŒA પાયોરીઆ.

---

મહાન તબીબોનું મત છે કે મોંઢાના અનેક રોગો ખાસ કરી પાયોરીઆ (દાંતમાં પરૂ) ને લીધે એક ઇનસાન અનેક દરદથી પીડાય છે. એનો ખાત્રોપુર્વક ઇલાજ કરાવી તમારી તંદરોસ્તી અને કિંમતી દાંત બચાવો.

અનેક સરટીફીકેટસમાંથી નીચલી ત્રણજ બસ છે;—

**જાણીતા રાજદ્વારી અને વકતા મી૦ માણેકજી કાવસજી પટેલ** લખે છે:—"ડૉ. નરીમાન પાયોરીઆનો ઇલાજ કરી શકે છે તેની મેં ખાત્રી કીધી છે. ઉપરાંત એમના હાથની બત્રીશી આજે બાવીશ વરસ થયાં પુર સંતોશ સાથે વાપરૂં છું."

**મુંબઇના એક જાણીતા તબીબ મેજર—**લખે છે:—"મને થયલો પાયોરીઆ સાજો કરવાને અનેક ડેનટીસ્ટસ નીષ્ફળ થવા પછી ડૉ. જહાંગીર નરીમાનના ખાસ ઇલાજથી હું સાજો થયો છું."

**જાણીતી હાઈ સ્કુલના ઍસીસ્ટંટ હેડ માસ્તર મી૦ એન્જીનીયર** લખે છે:—"મને થયલો પાયોરીઆ ડૉ. જાંગીર નરીમાને સાજો કીધાને ચાર વરસ થયાં છે, અને આજે મારા દાંત તદન નીરોગી છે."

ડૉ ...M.B.B.S. લખે છે–"ઉપલો કેસ ખરો છે. પાયોરીઆ હતો તે સદંતર સાજો થયો છે."

---

**પાયોરીઆ અને મોઢાંના અનેક રોગના ખાસ–**

## દાંતના ડૉકટર જેહાંગીર દી. નરીમાન.

**ડે–બરાબર ચર્નીરોડ ટ્રામ જંકશન આગળ,**

**ગ્રાંટરોડ, મુંબઇ.**